## કર્ત્તાનાં છપાયેલાં પુસ્તકો

### ગુજરાતીમાં :

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | કાવ્યરસિકા ... | કિંમત રૂ. | ૧–૮–૦ | (પૃષ્ઠ ૧૮૮) |
| ૨. | વિલાસિકા ... | „ | ૧–૮–૦ | („ ૨૦૦) |
| ૩. | પ્રકાશિકા ... ... | „ | ૧–૪–૦ | („ ૧૮૨) |
| ૪. | મલબારીનાં કાવ્યરત્નો (તંત્રી લેખે) | „ | ૩–૦–૦ | („ ૪૫૦) |
| ૫. | ભારતનો ટંકાર ... | „ | ૦-૧૨-૦ | („ ૭૫) |
| ૬. | સંદેશિકા ... ... | „ | ૧–૦–૦ | („ ૧૮૮) |
| ૭. | કલિકા ... ... | „ | ૨–૦–૦ | („ ૨૬૦) |
| ૮. | ભજનિકા ... | „ | ૦-૧૨-૦ | („ ૧૬૦) |

### અંગ્રેજીમાં :

૯. The Silken Tassel (અંગ્રેજી ઊર્મિકાવ્યો)
(Published by Fowler Wright Ltd. London)
કિંમત રૂ. ૩–૧–૦

### હવે પછી છપાશે :

૧૦. રાસચન્દ્રિકા, ભાગ ૧ લો. ૫૧ રાસ
૧૧. રાસચન્દ્રિકા, ભાગ ૨ જો. ૫૧ રાસ
૧૨. પ્રભાતગમન, લાંબું વર્ણનકાવ્ય
૧૩. Leaf and Flower
૧૪. The Rest-House of the Spirit

### કવિ ન્હાનાલાલનાં પ્રતિકાવ્યો :

| | | |
|---|---|---|
| પ્રભાતનો તપસ્વી ... ... | કિંમત રૂ. | ૦–૪–૦ |
| કુકકુટદીક્ષા ... ... ... | „ | ૦–૪–૦ |
| ગુજરાતી કવિતા અને અપદ્યાગદ્ય | | |

# ભજનિકા

કર્ત્તા

અરદેશર ફરામજી ખબરદાર

માઉંટ રોડ, મદ્રાસ

સંવત ૧૯૮૫ ઇ. સ. ૧૯૨૮

## ૧ સતગુરુને ચરણે

(ધોળ)

એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો,
જેના શ્વાસે વહેતી પ્રભુની સતત સુગંધ ;
જેનાં લોચનમાં સરતાં તેજો બ્રહ્માંડનાં,
જેણે માયાને બાંધ્યા કાયાના બંધ :
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો ! ૧

જેણે અંગે ચોળી ભસ્મ કરી સંસારની,
જેણે કંઠે ઘાલ્યો મૃત્યુતણો મણિહાર ;
જેની પાવડીએ રજ લાગી સાતે સ્વર્ગની,
જેને પગલે પડતા મોક્ષ તણા ચીતાર :
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો ! ૨

'જેણે જીત્યા છે કિલ્લા કાયાના કોટિધા,
જેણે જીત્યા વાયુબાંધ્યા મનના મહેલ ;
જીતીને જીતાડી જાણે જે પરમાત્મને,
હીરો ઝળકાવે પથ્થરને પાડી પહેલ :
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો ! ૩

જેની ઉરગંગામાં અમૃત નિર્મળ નેહનાં,
જેને સુખસાગર ગરજે પળપળ પ્રભુગાન ;
જેનો આત્મા આતસ જેવો પાક ધગે સદા,
જેનું જીવન રંક, પરંતુ વિચાર મહાન :
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો ! ૪

ધારે ત્યારે દેવ ઉતારી દે જે સ્વર્ગથી,
ધારે ત્યારે માનવ મર્ત્ય ચઢાવે સ્વર્ગ :
એવા સતગુરુનો અદ્દભુત પારસમણિસ્પર્શ હો,
ફૂટો અમ મટ્ટીમાં પ્રભુજ્યોતિનાં ભર્ગ !
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો ! ૫



# આલાપ

"સમરને શ્રીહરિ, મેલ મમતા પરી,
જોને વિચારીને મૂળ તારું :
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો,
વગર સમજે કરે મારું મારું."

**—શ્રી નરસિંહ મહેતા**

ભારતખંડમાં તમામ તત્ત્વજ્ઞાનનો સાર આ ઉપર ઉતારેલી ગુર્જર આદિકવિ નરસિંહ મહેતાની ચાર પંક્તિઓમાં આવી ગયો છે. અનાદિકાળથી માનવજાતિ પોતાના મૂળની ખોજ ચલાવી રહી છે, અને અનંતકાળ સુધી એ ખોજ ચાલુજ રહેશે. કવિઓ અને તત્ત્વજ્ઞાનીઓ પૂર્વના હો કે પશ્ચિમના હો, પણ તેઓને આ આત્મ-મંથનનો પ્રશ્ન સદાય અપૂર્વતામાં અને સનાતનતામાં ગુંચવનોજ રહ્યો છે.

પ્રકૃતિ અને પુરુષની લીલાથી ઉદ્ભવેલું આ બ્રહ્માંડ ચાહે તેટલું વિશાળ અને અનંત હો, પણ મનુષ્ય તેને પોતાની આંખની કીકીમાં ને કલ્પનાના અણુમાં સમાવી દેવાની હામ ભીડે છે. એ લીલાનું સૌન્દર્ય સદાય તેને આકર્ષી રહ્યું છે. તત્ત્વજ્ઞાનીઓ અને વિજ્ઞાનીઓ પોતપોતાને માર્ગે એ સૌન્દર્યનું પૃથક્કરણ કરતા રહ્યા છે, ત્યારે કવિઓ એ સૌન્દર્યનાં ગાન કરતા કરતા તેનું રહસ્ય પોતાની કલ્પનાની અણીથી ઉકેલતા તેમાં પોતાના હૃદયભાવને અનેકવિધ રેડે છે. જે સત્ય અંતરમાંથી બહાર પથરાયલું છે, તે પાછું એવી રીતે અંતરમાંજ સમાય છે.

ભરતખંડની તમામ ભાષાઓની કવિતામાં દેવપૂજા, દેવકથા અને દેવરહસ્ય એ મુખ્ય વિષયો છે. આ દેશ પોતાના સંસાર કે સમાજની તમામ પ્રવૃત્તિઓને ધાર્મિક દૃષ્ટિથીજ જોતો અને કસતો આવ્યો છે, એટલે કવિતાના વિષયમાં પણ એ ધાર્મિકતા પ્રાધાન્ય ભોગવે, એમાં કાંઇ આશ્ચર્ય નથી. અને કવિ તો પયગમ્બર છે, પ્રભુનો સંદેશવાહક છે; એટલે તેના તો શબ્દેશબ્દમાં એ ધાર્મિકતા ઝળકે છે. માનવજાતિના ઊંડા અંતરોદ્‌ગાર કવિમુખેજ રંગાઇ ઘડાઇને પ્રકાશ પામે છે, તો એ અંતરોદ્‌ગારનો ઊંડો રણકો કવિહૃદયમાં સહજ આંદોલન ઉત્પન્ન કરે છે. આ કાવ્યપુસ્તકનું આટલુંજ પ્રસિદ્ધિકારણ બસ છે.

આ સંગ્રહમાંનાં કાવ્યો-ભજનો બહુ ભાગે તીવ્ર વેદનાકાળમાં લખાયાં હતાં, અને પ્રસંગવશાત્ એવાજ કર્મસંજોગે આ નાનો 'આલાપ' પણ પથારીમાં જ લખાય છે. એ કાવ્યોમાં મારા હૃદયમાં ઉદ્‌ભવેલા ઊંડામાં ઊંડા ભક્તિભાવનું મંથન થયલું છે, તેમજ મારા જીવનમાં થયલા કેટલાક આધ્યાત્મિક અનુભવો એમાં સમાયલા છે. એ કાવ્યોના સર્જનકાળનો આનંદ અનિર્વચનીય છે. નરસિંહ મહેતાને શ્રી કૃષ્ણનાં દર્શન થયાં હતાં, એ વાત અશ્રદ્ધાવાન્ જગત નહીંયે માને, પણ એક ઘડી એવાં પ્રભુદર્શન પામીને હું ધન્ય બન્યો હતો. એ ઘડીનું આછું વર્ણન "પધરામણી" કાવ્યમાં છે. એ આનંદનું કિંચિત્ અમીબિંદુ વાચકના હૃદયમાં તેના પોતાના ધન્ય સંસ્કાર પણ જગાડી શકશે, તો આ કાવ્યો પણ સફળતા પામશે.

માઉંટરોડ, મદ્રાસ,

અરદેશર ફરામજી ખબરદાર

તા. ૧૫ મી નવેમ્બર ૧૯૨૮

# અનુક્રમણિકા






આ પુસ્તક નીચેનાં સ્થળેથી મળશે :—

૧. કર્ત્તા પાસેથી,
માઉન્ટ રોડ, મદ્રાસ

૨. જહુરાય ડી૦ ખંધડીઆ
જન્માષ્ટમી બીલ્ડીંગ, ખેતવાડી મેઈનરોડ
મુંબઈ

૩. ખડાયતા મુદ્રણકલા મન્દિર
ચાર રસ્તા, અમદાવાદ

## રસસ્થાપના



( રાગ કાફી-તાલ લાવણી ) *

પાય પડું અમી આપો રે,
જગતનાથા !
પાય પડું અમી આપો ! —( ધ્રુવ )

તારક ચંદ્ર ઊગે આકાશે,
કોટિ પ્રભાકર જ્યોતિ પ્રકાશે :
વિશ્વે વિમળ પ્રભા વ્યાપો, વ્યાપો, વ્યાપો રે !
જગતનાથા !
પાય પડું અમી આપો ! —પાય૦ ૧

---

* " દાસ પરે દયા લાવો રે,–"એ રાહ.

બાળક અજ્ઞ પડ્યાં અંધારે,
જ્યોતિથકી જગ વલખાં મારે :
આંજો અમી, એ તમ કાપો, કાપો, કાપો રે !
જગતનાથા !
પાય પડું અમી આપો ! —પાય૦ ૨

ઘનઘુમ્મટના પડદા ઘેરા,
ધોધ ફૂટે ક્યમ ચંદની કેરા ?
હૃદયે હૃદયે રસ થાપો, થાપો, થાપો રે !
જગતનાથા !
પાય પડું અમી આપો ! —પાય૦ ૩



# રસગાથા



( રાહ-'ગિરધારી રે'-તાલ દાદરો )

આવો સંત સંત હો !

નયને ભરૂં હું મારા નાથને,

એના સતિયા સૌ સંતના સાથને :

લાવો તંત તંત હો !

તંતે બંધાવું બેઉ હાથને,

જોડું ભજવા સદા જગનાથને.— આવો૦

થાય ચમક ચમક વીજ મેઘાડંબરે રે ;

ગગડે ઘન, ચઢાવ્યું ચાપ શું વિશ્વંભરે રે :

ઝરે મોતી મોતી રસિક વ્યોમઅંબરે રે :

મારે પંથ પંથ હો,

અમીરસ રસાવે દિનરાતને ;

સીંચે તારા ને પુષ્પની બિછાતને :

આવો સંત સંત હો,

નયને ભરૂં હું મારા નાથને,

એના સતિયા સૌ સંતના સાથને,

એની સૂર્ય ચંદ્ર આંખે તેજ ફૂટતાં રે,
એને હૃદય તેજપુષ્પ આભ લૂંટતાં રે,
એને પલક પલક અમૃતઝરણુ છૂટતાં રે :
મનુજ ચંત ચંત હો,
ભરી છે અમર એ રસગાથને ;
એવા દિલભર વસાવું જગનાથને :
આવો સંત સંત હો,
નયને ભરૂં હું માગ નાથને,
એના સતિયા સૌ સંતના સાથને.



# ભજ મન !



( રાગ કાફી—ત્રિતાલ )

ભજ મન ! દુખભંજન ભગવાન !

એક, અખંડ, અમર, અવિનાશી,
પ્રભુ એ પ્રેમનિધાન :
ભજ મન ! દુખભંજન ભગવાન ! —(ધ્રુવ)

અણગણ ગુણ સાગર રહે ગાઇ,
વનવન પવન કવન રહે વાઇ ;
પળપળ, ક્ષણક્ષણ, એમ નિરંતર
કર એનાં ગુણગાન !
ભજ મન ! દુખભંજન ભગવાન ! ૧

તૃષ્ણા કેરા તરલ તરંગે
નાચી રહ્યું તું વિધવિધ રંગે :
પલકે તુજ પરપોટો ફૂટે,
નવ રહે નામનિશાન :
ભજ મન ! દુખભંજન ભગવાન !

આપ સુગંધ વિના ગુલ કેવું ?
છે પ્રભુનામ વિના મન તેવું :
ગુલ સમ પ્રભુ પ્રભુ ભ્રમર સમર તું,
રજરજ બન ગુલતાન,
ભજ મન ! દુખભંજન ભગવાન ! ૩

મીન રહે પાણીમાં પ્યાસી,
એવી ફોગટ છોડ ઉદાસી :
રસનાને અમીરસ દઇ એનો
પામ અદલ રસદાન !
ભજ મન ! દુખભંજન ભગવાન ! ૪



# લગની



( રાગ કાફી–ત્રિતાલ ) *

લગની ન કેમ લાગી રે,
ઓ પ્રભુ ! તારી લગની ન કેમ લાગી રે ?
લગની ન કેમ લાગી, રાગી હો કે હો વૈરાગી ;
ભવે કોની ભીડ ભાગી રે ?
ઓ પ્રભુ ! તારી૦

સારો છે સંસાર સૂતો, સપનાંમાં રહે વગુતો ;
પ્રભુ શોધે પ્રભુ ત્યાગી રે !
ઓ પ્રભુ ! તારી૦

દીઠું તેણે મીંચી આંખો, ઊડયાં તેણે ઢાળી પાંખો ;
સુણ્યું તેને વાણી વાગી રે :
ઓ પ્રભુ ! તારી૦

સૂતાનો સંસાર સારો, આભને તે ક્યાં છે આરો ;
ઊઠયા જેણે જોયું જાગી રે ;
ઓ પ્રભુ ! તારી૦

પ્રભુ જે આવાસે રહ્યો, પ્રભુ જેના શ્વાસે વહ્યો,
તે અદલ બડભાગી રે !
ઓ પ્રભુ ! તારી૦



* "મુખડાની માયા લાગી રે," એ મીરાંબાઇના પદની રાહ.

# શોધ

( રાગ ખમાચ-તાલ દીપચંદી )

ચરણ તજી, પ્રભુ ! ક્યાં જવું મારે ? (ધ્રુવ)

વનવન ઢૂંઢ્યાં, જગતજન ઢૂંઢ્યાં ;
કોઇ ન બોલે છુપાયો તું ક્યાં રે :
ચરણ તજી૦

પળપળ દોડ્યો જ્યાં જોઇ તુજ છાયા,
જાઉં ધરવા ત્યાં ઊડે, કર હારે :
ચરણ તજી૦

ફૂલ કરમાય, પવન જાય સરકી ;
જે જે ધરૂં તે વિલાતું ફુંકારે :
ચરણ તજી૦

રજની ઊડે ને દિવસ જાય ડુબી :
એ ડુબતાં ;સહુ મુજને શું તારે ?
ચરણ તજી૦

રખડી ભમી પ્રભુ ! શરણે હું આવ્યો ;
અધમ ઉધારણ તુંજ ઉદ્ધારે !—
ચરણ તજી પ્રભુ ! ક્યાં જવું મારે ?

❦

## દોટ

( રાગ ભૈરવી—દાદરો )

* હું તો ભાગ્યો ભાગ્યો દૂર જાઉં રે,
હરિ ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં :
દોડી દોડી થાકી હું ઠોકર ખાઉં રે,
હરિ ! હું તો ભાગ્યો ભાગ્યો દૂર જાઉં.—( ધ્રુવ )

તગતગતાં તેજ તારાં છોડ્યાં જગઢાપરે,
તાપે તાપે હું અકળાઉં :
પરંતુ મૂક્યું મેં આ ઊંડા અંધારમાં,
ત્યાં યે હું આ ગુંગળાઉં રે !
હરિ ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં. ૧

પૃથ્વી ઉપર હું આવી પડ્યો આ,
જાણે જઇ છાનો છુપાઉં :
અણમીંચી આંખો તારી શોધી લે મુજને,
સ્હેજે હું તો સપડાઉં રે !
હરિ ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં. ૨

---

* ફ્રાન્સિસ ટોમ્સનના " The Hound of Heaven " નામના કાવ્યપરથી સૂચિત, આ તેમજ પાછળનું " કેડો " નામનું કાવ્ય. પરમાત્માનો પ્રેમ આત્માને કદી છોડતો નથી, એ મૂળ ભાવની જ છાયા આ બંને, કૃતિઓમાં લીધેલી છે. બાકીની કલ્પના ને રચના નવીન છે.

રાતે હું દોડયો ને દિને હું દોડયો,
દોડી દોડી ગભરાઉં ;
આંખે મોટાં મોટાં આંસુઓ ટાંગી
પૂઠે હું જઇ સંતાઉં રે !
હરિ ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં. ૩

કરી રમકડાંની સૃષ્ટિ હું મારી,
તેનાં સ્વપ્નાંમાં સમાઉં ;
આવી તું દ્વાર ખોલે, ફુંકે ત્યાં વાયરો ;
પડતી એ સૃષ્ટિમાં દબાઉં રે !
હરિ ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં. ૪

ઓ રે ગચ્ચાંવો મને કુદરતનાં બાલુડાં !
આને તે કેમ હું ચૂકાઉં ?—
કોઇ બચાવે છુપાવે મને નહીં,
આખર નાચાર હું થાઉં રે !
હરિ ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં. ૫

હસતો હરિ તું મારો ઊભો શું સામે ?
ફાટો તૂટો હું લજવાઉં:
જીવન આ મારૂં જરી દેની તું ઓઢવા,
ટાઢે હું આ થથરાઉં રે :
હરિ ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં. ૬

"જીવન શું ઢાંકે, મારી દયા લે ઓઢવા !
પૂઠે પૂઠે હું તેથી ધાઉં !"
ઓ રે હરિ ! એ મેં જાણ્યું ન પહેલે,
અને હવે પસ્તાઉં રે :
હરિ ! તુંથી ભાગ્યો ભાગ્યો ક્યાં જાઉં ? ૭

તગતગતાં તેજ તારાં છોડ્યાં મેં ત્યારથી
ટાઢે ને થાકે વિલાઉં :
લે લે, હરિ ! આ તારી દયાની હૂંફમાં !
દોડી દોડી હું ક્યાં જાઉં રે ?
હરિ ! તુંથી ભાગ્યો ભાગ્યો ક્યાં જાઉં ? ૮



# બાળપ્રાર્થના

( રાગ કાલિંગડો-તાલ હીંચ )*

ઓ પ્રભુ ! ઝાંખજો, મુજને સદાય પાસ રાખજો !
હજો મારા ઉતારા, ન ન્યારા થજો ! -પ્રભુ !

હશે આ સૂર્ય ચંદ્ર તારકો તારા સદાના,
હશે ઉર ઘેરતા તુજ બ્રહ્મકિનારા સદાના;
હશે ખીલતા અમર વસંતના ક્યારા સદાના,
હશે ત્યાં સ્વર્ગના આનંદઓવારા સદાના—
અરે આ બાળ વિણ સૌ લાગશે ખારા સદાના !

દગ નાખજો, દયા દાખજો, જરી ભાખજો !—
ઓ પ્રભુ ! ઝાંખજો, મુજને સદાય પાસ રાખજો !



*"જે પીયા આયે ના, મોરે સહા દુખ જયે ના," એ "ભૂલ ભૂલઈયાં" નાટકમાંના ગાયનની રાહ.

#  હારી જાઉં રે

( રાગ દેશ–તાલ ચતુશ્રજાતિ એક તાલ–કહારવો )*

હારી જાઉં રે હરિ ! ગુણ તુજ ગાતાં પાર ના રે,
પામું પાર ના રે :
હારી જાઉં રે. ( ધ્રુવ )

વિશ્વતણાં સહુ વૃક્ષ વસાવું,
પાને પાને કવિત લખાવું,
ગાઉં, ધૂન લગાવું, આવે સાર ના રે :
પામું પાર ના રે. ૧

શૂન્ય વિષેથી વિશ્વ ઉઠાડયું,
તિમિર વિષેથી તેજ ઉગાડયું,
વાટે પાડયું શબ્દ ફૂંકી ઓંકારના રે :
પામું પાર ના રે. ૨

ક્યાં ઉંચા તુજ સ્વર્ગમિનારા,
ક્યાં નીચા મુજ દેહકિનારા ?
ક્યાં તુજ તારા, ને મુજ દીપ દિદારના રે ?
પામું પાર ના રે. ૩

---

*"વારી જાઉં રે સાંવરિયાં તોપે વારના રે,"–એ રાહ.

કેમ ગણું સાગરની રેતી ?
કેમ ગણું નભધાર હલેતી ?
નેતિ નેતિ જ બોલ જડે ઉચ્ચારના રે !
પામું પાર ના રે. ૪

ખંડ ખંડ ઉઘડે મુજ સામે,
લાખ જીભો પણ લાખ ફલામે
રટવા પામે રંગ ન તુજ દરબારના રે !
પામું પાર ના રે. ૫

તુંહિ તુંહિ કરતો રહે તંબૂરો,
ગુણ ગણુતો હારે હરિશૂરો :
તૂટ્યા સૂરો તોય અદલ આધારના રે !
પામું પાર ના રે. ૬



# ઓથ



( રાગ કાલિંગડો–ત્રિતાલ )

રાખ શરણ તારે, પ્રભુ ! રાખ શરણ તારે ! —(ધ્રુવ)

જગત જાણ્યું જોગવ્યું, ભૂંડું ભલું સૌ ભોગવ્યું ;
આખરે તો એક તુંજ છે મારે:
રાખ શરણ તારે, પ્રભુ ! ૦

જગતને કીધું સગું, જનમભર મને ઠગ્યું ;
તું વિના હું પામું સ્નેહ ક્યાં રે ?
રાખ શરણ તારે, પ્રભુ ! ૦

ઓથ લઉં શું વ્યોમની, તારકો ને સોમની ?
સૂર્યની પ્રભા ન લાખ હજારે :
રાખ શરણ તારે, પ્રભુ ! ૦

ચરણ તુજ ધર્યાં હવે, જીવન ભર રસે નવે :
કવન કોડવરણ અદલ હારે :
રાખ શરણ તારે, પ્રભુ ! ૦

❦

૧૬

# પાંખડી

( લાવણી )

મારો કર ધરની !
ડગમગ પગ મુજ ડોલે, હરિવર ! બળ અંતર ભરની !
મારો કર ધરની !—(ધ્રુવ)

થયા અકાશ પ્રગટ તુજ ત્યારે
રહ્યું હૃદય મુજ સૂતું :
ભમ્યો ભટકતો અંધારે હું—
થયું થવાનું હતું :
મારો કર ધરની ! ૧

કાળ વીત્યો ને ઉઘડી આંખો,
ગઈ સપનાંની માયા :
સૂકાં સરવર દેખી તીર પર
હંસ પછાડે કાયા :
મારો કર ધરની ! ૨

ઝળીતા સૂરજ લાગે ઝાંખા,
જોઇ જોઇ આંખો ચોળું :
ચંદ્રે અગન ઝરે ને તારા
લાગે ભૂતડાં - ટોળું :
મારો કર ધરની ! ૩

પાછળ ઊંચી આડ કરાડો,
આગળ ઊંડી ખીણો ;
હરિવર ! મારો કર ધર, હું તો
જુગજુગનો બળહીણો :
મારો કર ધરની ! ૪

એકલડો થળથળ હું અથડું,
પળપળ અદલ ડુલાતી ;
પકડું તારી પાંખડી, હરિ ! ત્યાં
ગજગજ ફૂલે છાતી !
મારો કર ધરની !

ડગમગ પગ મુજ ડોલે, હરિવર !
બળ અંતર ભરની ! ૫



# શિખર



( રાગ માઢ–તાલ લાવણી અથવા હીંચ ) *

પ્રભુ, તારે શિખરે હું કેમ કરી આવું રે,
હું આ ખીણે પડ્યો અથડાઉં:
પંથ તારો તે ક્યાંથી પડાવું રે,
હું તો ખૂણે ખૂણે અટવાઉં. —( ધ્રુવ )

જ્યાં જ્યાં હું જાઉં, જ્યાં જ્યાં મૂંઝાવું,
ત્યાં ત્યાં હું ઠોકર ખાઉં:
કાળા અંધારમાં કાંઇ સૂઝે નહીં,
પૂછી પૂછી પછડાઉં રે—
હું આ ખીણે પડ્યો અથડાઉં. ૧

કાદવ ને કાંટા પાયે ભરાતા,
કાઢી કાઢી થાકી જાઉં:
હાથ લંબાવું તોય કોઇ ન ધારે,
નીચે પડી પટકાઉં રે—
હું આ ખીણે પડ્યો અથડાઉં. ૨

* " મન માયાના કરનારા રે, "—એ રાહ.

પિતા ! ઓ દાતા ! દુઃખીના ત્રાતા !
દીશો અધીર અકળાઉં,
ખોટી આ આંખનાં પડળ ઉઘાડો,
જોતાં હું પંથ તુજ ધાઉં રે—
હું આ ખીણે પડ્યો અથડાઉં. ૩

ઉઘડે જ્યાં જ્યોતિ, આંખો રહે રોતી,
તારી કૃપાએ હુલાઉં:
ક્યાંની તે ખીણ ને ક્યાંનાં અંધારાં ?
અદ્દલ સવારાં ગાઉં રે—
પ્રભુ ! તારે શિખર ક્યારે આવું ? ૪



## લૂંટારા

( ગરબી )

મને લૂંટી ચાલ્યા લૂંટારા રે,
શું જોઇ રહ્યા નાથ મારા રે ?—( ધ્રુવ )

મારા દિલની દોલત લૂંટી રે,
લીધાં ચિત્તનાં ચિંતવન ચૂંટી રે,
મારી નવલખ આશા ઝૂંટી રે,
મારા સુખના આવ્યા આરા રે,
આવો, વહાર કરો નાથ મારા રે ! —મને લૂંટી૦

મને તનતન તણખા ઊઠે રે,
મારા શિરમાં શણકા ફૂટે રે,
મારી પળપળ નાડી તૂટે રે ;
મારે અંગ ધખે અંગારા રે,
હજી જોઇ શું રહો નાથ મારા રે ? —મને લૂંટી૦

મને દિનભર સૂરજ તાવે રે,
મને શૃંગે ચંદ્ર ડરાવે રે,
મને અભ્રે નભ ગુંગળાવે રે,
તીણા ભાલા ભોંકે તારા રે :
ઝટ ધાજો હો નાથ મારા રે ! —મને લૂંટી૦

મારે હૃદયે દુશ્મન પેઠા રે,
પાડું પાડું પણ થાય બેઠા રે,
થાકી પડતા કર મુજ હેઠા રે:
મારા ડગતા પ્રાણમિનારા રે,
આવો, સાહોની નાથ મારા રે! —મને લૂંટી૦

ખમું હરદમ એવી હલાકી રે;
રહ્યું એક અલખધન બાકી રે,
રાખ્યું મેં મુંજ પ્રાણે ઢાંકી રે:
રાખો આટલું રાખણહારા રે,
હવે ધાજો હો નાથ મારા રે!—

આ શું જોઈ રહ્યા નાથ મારા રે?
મને લૂંટી ચાલ્યા લૂંટારા રે!



# મરજીવો

( રાગ સિંહા-કાનડો-દીપચંદી )

ઓ પ્રભુ ! લે તું દાદ અમારી,
આ ભવસાગરે કર યારી !—ઓ પ્રભુ ! ૦

ભવસાગર આ અનહદ ઘોરે,
શોરે હઠે ડરતું દિલ હારી :
ઓ પ્રભુ ! ૦ ૧

પહાડ સમાં જ્યાં ઉછળે મોજાં,
એકલ પ્રાણ શું રહે કર મારી ?
ઓ પ્રભુ ! ૦ ૨

યોગમ મસ્ત પવન જ્યાં ફૂંકે,
આફત આવી પડે અણધારી :
ઓ પ્રભુ ! ૦ ૩

ધ્રુજે ધરા, નભ ડગમગ ડોલે,
પળપળ ચપળા કરે ચમકારી :
ઓ પ્રભુ ! ૦ ૪

હદ બેહદ પ્રભુ ! જળ તુજ ઘૂમે;
કો મરજીવો પડ્યો તરે તારી :
ઓ પ્રભુ ! ૦ ૫

તુજ સાગર આ બહારસભરિયો :
એક પ્રભુનામ અટલ લે ઉગારી !
ઓ પ્રભુ ! ૦ ૬

❋

# આધાર



( રાગ જિલ્લા-ઝીઓટી-ત્રિતાલ ) *

પ્રભુશરણ વિણ કોણ ઉગારે ?
હૈયું પળપળ હારે રે. —( ધ્રુવ )

ઘોર પવનમાં રજની ઘોરે,
ચપળા ખુબ ચમકારે રે ;
ગગને કડકડ થાય કડાકા ;
હૈયું ધબકા મારે રે.
પ્રભુ શરણ વિણ૦ ૧

પર્વત જેવાં ઉછળે મોજાં,
નાવ ગળે ચોધારે રે ;
દોરે સુકાની લાખ કળે પણ
ડુબે નાવ કિનારે રે.
પ્રભુશરણ વિણ૦ ૨

* " પિયા કે ચિત્ર બિન પ્રીતમ પ્યારે "-એ રાહ.

મહાસાગરનો મરજીવો પણ
ડરતો બંદર બારે રે :
નાવિક વિણ કો માર્ગ બતાવે ?
ખડકાં હારે હારે રે.
પ્રભુશરણ વિણ૦ ૩

ઓ પ્રભુ ! તુંજ સુકાન અમારૂં,
નાવિક તુંજ અમારે રે :
ભવજળમાં અમ નાવ અદલ આ
પ્રભુ તારે આધારે રે !

પ્રભુ શરણ વિણ કોણ ઉગારે !
હૈયું પળપળ હારે રે. ૪



# આરો

( રાગ પીલુ–તાલ દીપચંદી )*

માફ કરો, પ્રભુ ! હું ગુણહીણો,
ઊભો રહું અહીં કેમ મદભીનો.— (ધ્રુવ)

ગુણમાં તો ગુણ તારાં ગાન કર્યાના,
જીવન આ તુજ પાદ ધર્યાના. માફ કરો૦

માનવના ગુણ માનવ મૂલે,
લાખ ગુણો તુજ પાસ શું ફૂલે ? માફ કરો૦

નહીં અમ પ્રાણ કે નહીં અમ મટ્ટી :
ધગધગતી અમ પાપની ભટ્ટી. માફ કરો૦

આજ ઉગી સહુ કાલ વિલાતું,
એકજ આ તુજ તેજે સમાતું. માફ કરો૦

માફ કરો અકવાદ અમારો,
અદલ પ્રભુ ! તુંજ છે અમ આરો ! માફ કરો૦



* " ઈસ તન ધનકી કૌન બડાઇ "–એ રાહ.

# ✻ ઇશ્વરેચ્છા



( રાગ બિહાગ-ત્રિતાલ )

નાથ ! તું રાખે તેમ રહું :
ભક્તિ સતત કરવા તુજ પળપળ
દુઃખ અનંત સહું :
નાથ ! તું રાખે તેમ રહું.— ધ્રુવ

કદી કર પામે મધુર કુસુમ કે
કદી કર અનલ ગ્રહું :
માનવનું નહીં થાય ચહ્યું કંઇ ;
તારૂંજ ચાહ્યું ચહું :
નાથ ! તું રાખે તેમ રહું. ૧

ઘટઘટની તું જાણે કથની,
હું શું વિશેષ કહું ?
તું કરનારો વિશ્વ સભરનો,
નહીં પામર જન હું :
નાથ ! તું રાખે તેમ રહું. ૨

રજની દિનનું ચક્ર ફરે ત્યમ
સુખદુખ એક લહું ;
તુજ ભવસાગરમાં હું ગાગર
તરતી ડુબતી વહું :
નાથ ! તું રાખે તેમ રહું. ૩

તારી કૃપાનાં આંસુ ધુએ ત્યાં
હું ભરજન્મ દહું ;
એકજ તુજ ચુંબનને માટે
અદલ ધરું નિત હું !
નાથ ! તું રાખે તેમ રહું. ૪



# કરુણા



( રાગ કાફી—તાલ ત્રિતાલ ) *

મને પળપળ તેં રોવરાવ્યો રે ઓ નાથ, ક્ષમા !
છલછલ નયને નવરાવ્યો રે ઓ નાથ, ક્ષમા !
—મને પળ૦ ( ધ્રુવ )

દિશદિશ ઘેરી આવે, બધું નભ ભરી લાવે,
તારી વીજ ચમકાવે ઝળહળતી ;
ઘનઘન ગગડાવે, તનતન તણખાવે,
તારી સ્મૃતિ સણકાવે દિલ જળતી :
આ શી તારી સરસર મારે મુજ ઉરદ્વારે
આવ્યો રે ઓ નાથ, ક્ષમા !
મને પળપળ તેં રોવરાવ્યો રે ઓ નાથ, ક્ષમા ! ૧

તારાં તીર તીર છૂટે, મારો ગઢ બધે તૂટે,
તારી રેલ રેલ ફૂટે ખળખળતી ;
મારૂં બળ બધું ખૂટે, મારી આશ રોળી લૂંટે,
મારી શ્રદ્ધા પડે ઊંડે ટળવળતી :
આ શી તારી નરી અમીકરુણા, ભરી ભરી ઝરણાં,
લાવ્યો રે ઓ નાથ, ક્ષમા !
મને પળપળ તેં રોવરાવ્યો રે ઓ નાથ, ક્ષમા ! ૨



* " મને ભોળીને ભરમાવી રે ગા, કેમ કરૂ "—એ " વિકળ ફૂલ " નાટકમાંના ગાયનની રાહ.

# માફ

X

( રાગ ભૈરવી–તાલ ત્રિતાલ અને દીપચંદી )

દિલનાં દઝાડિયાં દાઝીએ, નાથજી !
દિલનાં દઝાડિયાં દાઝીએ :
પળમાં રીઝાવિયાં રાચીએ, નાથજી !
પળમાં રીઝાવિયાં રાચીએ ! —( ધ્રુવ )

તુજ પાકને અહીં પાકવા તું તાપતો કદિયે,
અમીધારથી એ તાપને ફરી કાપતો કદિયે;
ભૂકંપ જેવો ક્રોધ પણ તુજ વ્યાપતો કદિયે,
ના જાણીએ તું કેમ લેતો આપતો કદિયે :
ઓ નાથ ! તું અમ માફથી ના માપતો કદિયે !

દિલનાં દઝાડિયાં દાઝીએ, નાથજી !
દિલનાં દઝાડિયાં દાઝીએ ;
પળમાં રીઝાવિયાં રાચીએ, નાથજી !
પળમાં રીઝાવિયાં રાચીએ !

❧

# એકતા

(રાગ જોગીઆ–ત્રિતાલ)

અકળ તુજ ગતિ રે,
પ્રભુ ! સમજું હું નહીં રતિ રે ;
પરમ જગપતિ રે,
પ્રભુ ! ચાલે નહીં મુજ મતિ રે. (ધ્રુવ)

છે તું બળિયો, છે તું મોટો,
છે તું જગનો બાપ :
હું બસ જાણું ચાહી તુજને,
વ્યર્થ અવર સંતાપ :
અકળ તુજ ગતિ રે. ૧

જ્ઞાની શાસ્ત્રી શોધવા તુજને,
કાપી કાપી જગ જોય :
ઓ પ્રભુ ! તું તો સભર ભરાયો,
મારોજ છે તું તોય :
અકળ તુજ ગતિ રે. ૨

ફૂલ સમું છે જીવન મારૂં,
ફૂલ સમો હું ચાહું :
પળપળ શ્વાસે પ્રેમ ભરી તુજ,
ફૂટી ખીલી કરમાઉં
અકળ તુજ ગતિ રે. ૩

શક્તિ ન માણે મર્મ હૃદયના,
જ્ઞાન ન જાણે પ્રેમ ;
ધગધગતા રણમાં જે ઉગે તે
અમૃત જાણે શું એમ ?
અકળ તુજ ગતિ રે. ૪

નિર્ગુણ સગુણ કે દૃશ્ય અદૃશ્ય તું,
મારે શી પંચાત ?
હું છું તારો ને તું મુજ પ્યારો,
એજ મરમની વાત !
અકળ તુજ ગતિ રે. ૫



## બંધન

( રાગ જોગીઆ-તાલ દાદરો )

તું ક્યાં નાસી જશે, મારા રસિયા ?
હવે તને છોડું નહીં પળવાર :
મારે હૈડે તને બાંધ્યો, રસિયા !
હવે તારી પરવા નથી તલભાર !—(ધ્રુવ)

બોલે મેં બાંધ્યો, કોલે મેં બાંધ્યો,
બાંધ્યો છૂટે નહીં કોય :
કોટિ કોટિ કંઇ કિરણે મેં બાંધ્યો;
સરકી ગયો તું તોય :
એક દોરી લાધી મને, રસિયા !
હવે તું ન છોડી શકે નિરધાર :
તું ક્યાં નાસી જશે, મારા રસિયા !
હવે તને છોડું નહીં પળવાર. ૧

અનહદ છે આકાશ આ તારૂં,
અનહદ તારૂં જોર ;
તું બળિયાનો બળિયો ભલે, પણ
બાંધ્યો તને મુજ દોર :
મારો પ્રેમ પ્રચંડ છે, રસિયા !
તને લાગે કાચા સુતરનો તાર :
તું ક્યાં નાસી જશે, મારા રસિયા !
હવે તને છોડું નહીં પળવાર. ૨

સર્વ બ્રહ્માંડ ઉરે તુજ બાંધ્યાં,
મેં બાંધ્યો તને ઉરપાશ :
એ રે હૈડાના છે બંધ અનેરા,
ન તારે કંઇ છૂટ્યાની આશ :
હવે રસબસ થઇ જા, ઓ રસિયા !
તું ને હું તો એકજ ભીતર બહાર :
તું ક્યાં નાસી જશે, મારા રસિયા !
હવે તને છોડું નહીં પળવાર. ૩

⚜

૩૪

## વિનંતિ

( રાગ પીલુ—ઝુલ્લા—તાલ ત્રિતાલ પંજાબી )*

વિનવું રે, મને છોડી ન દે, મારા નાથ !
જોડી રાખ સદા ઉર સાથ : —વિનવું રે. (ધ્રુવ)

ભવભવમાં હું ન પામ્યો કદી તે
દીધું તેં આ ભવ માત્ર :
અમૃતબિંદુ ચખાડી મને તું
ઢોળી શું દે મુજ પાત્ર ?
વિનવું રે. ૧

આજે હું આવ્યો આંગણે તારે :
બીજાં કશાં ઘરબાર ?
ચાંપી મને તુજ રુદિયાની સાથે,
કહે ના હવે કે સિધાર !
વિનવું રે. ૨

* " બતા દે સખી ! કૌન ગલી ગયો શ્યામ," એ રાહ.

હું નથી મંદિરે દર્શને આવ્યો,
કે હું આ લેઉં વિદાય;
આવ્યો હું ક્યાં ક્યાંથી સરિતના જેવો
સમાવા સાગરમાંય:
વિનવું રે. ૩

કર તુજ તેજનું કિરણ અતૂટ તું,
કર તુજ પુષ્પસુવાસ;
કર તુજ ગાનનો સૂર મને તું,
કર તુજ શબ્દનો શ્વાસ!
વિનવું રે! ૪

સૌનો છોડ્યો હું છટકીને છૂટું,
તારો છોડ્યો ક્યાં જાઉં?
લે, લે, ઓ નાથ! હું સિંધુનો મોજો
સિંધુમાંજ ઉછળી સમાઉં!
વિનવું રે! ૫



❑ મુકેશ જોષી

૩૬

# દીપ

(રાગ ભૈરવી–તાલ ત્રિતાલ) *

દીપ દિલે સળગાવો, ઓ દેવા !
દીપ દિલે સળગાવો !—(ધ્રુવ)

અંધારા આકાશઉરે આ
કોટિક દીપ ઝગાવો ;
અંતર મુજ અંધાર રહ્યો ત્યાં
એક કિરણ ઉતરાવો !
ઓ દેવા ! દીપ દિલે સળગાવો ! ૧

છાયાં પડે પડ વાદળ ઘાડાં,
ભમતો હું ખાઉં ભૂલાવો :
એક પલકમાં ખલક ઝળકશે,
જો તમ જ્યોતિ જગાવો :
ઓ દેવા ! દીપ દિલે સળગાવો ! ૨

* "મંગલ મંદિર ખોલો, દયામય,"—એ રાહ.

આત્મહીરો મુજ રહે ઝંખવાયો,
  આંખ ઉરે ઉઘડાવો !
અંધતણાં આ પડળ ઉપાડો,
  નાથ ! હીરો ઝળકાવો !
  ઓ દેવા ! દીપ દિલે સળગાવો ! ૩

વાટ વણી ને તેલ પૂર્યું આ :
  જ્યોત અખંડ જળાવો !
અણહોલાતો એ દીપ સદાનો
  અદલ તમારો બનાવો !
  ઓ દેવા ! દીપ દિલે સળગાવો ! ૪



❑ મુકેશ જોષી

૩૮

# ચિનગારી



( રાગ જોગીઆ-ત્રિતાલ )

ચરણ તુજ પડું રે,
હરિ ! ધાર હવે મુજ કર રે !
શરણ તુજ વડું રે,
હરિ ! પાર ઉતાર સમર રે ! —( ધ્રુવ )

નિશદિન દિવ્ય પ્રકાશ પ્રજળતા
પલકે તુજ જગપાટ :
એકજ તુજ ચિનગારી માટે
જોઇ સદા મેં વાટ :
ચરણ તુજ પડું રે ! ૧

સૂરજે શોધી, સોમે શોધી,
શોધી તારક દીપ :
જાગ્રત શોધી, સ્વપ્ને શોધી—
હતી સદાય સમીપ :
ચરણ તુજ પડું રે ! ૨

ગગનગુહા ને ઉરઉર ચમકે
કોટિકિરણુ ખદ્યોત :
તુજ સંદેશ અલખ જગ ભરતી
રજરજમાં તે જ્યોત :
ચરણ તુજ પડું રે ! ૩

જોતાં જોતાં ઝાંખ પડી ને
ઢંકાયાં ઉરનેન :
વીજળી પડી ને થયો કડાકો,
અજબ અલખની ઘેન !
ચરણ તુજ પડું રે ! ૪



□ મુકેશ જોષી

૪૮

# જ્યોત

(રાગ માઢ–તાલ ગઝલ–પરતો)

ઝીણી ઝીણી બળે ને ફરફરે
એક પ્રેમળ કોમળ જ્યોત :
ધીમી ધીમી ધ્રૂજે ને થરથરે
મારી પ્રેમળ કોમળ જ્યોત :— (ધ્રુવ)

કોટિ કોટિ કરૂં રક્ષા હું એની,
રાખું છુપાવી છેક :
ભરી ભરી હશે દુનિયા ભલે, મારે
રંકનું ધન આ એક રે ;
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૧

આવે વંટોળીઆ વાયરા ત્યાં
ઝૂમી પડે એક પાસ :
દોડી ધરૂં મારો હાથ ત્યાં આડો ને
થાય અખંડ પ્રકાશ રે ;
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૨

ઝીણી ઝીણી થતી થાય ઝીણેરી ને
જોતાં જણાય ન પંડ :
ઝૂમી પડું તેની પાસે હું, ત્યાં તો
ભડકે બળે તે અખંડ રે ;
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૩

કેમ જીવું મારી જ્યોત વિના હું ?
કેમ હું રહું સદાય ?
કેમ રાખું મારા હાથ પવિત્ર હું—
એજ એ જ્યોતની છાંય રે ;
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૪

ઝીણી હશે ઘણી જ્યોત એ મારી,
પણ કદી બનશે વિરાટ :
નાથ ! અખંડ જળાવજો, મને
એજ બતાવશે વાટ રે ;
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૫



❑ મુકેશ જોષી

૪૨

# ખોલો દ્વાર

( પીલુ-ત્રિતાલ ) *

મંદિરિયાં નવ વાસો રે, ખોલો દ્વાર !
અંતરિયાં નવ ત્રાસો રે, ખોલો દ્વાર ! — ( ધ્રુવ )

સાત સમુદ્ર ને નવખંડ ઘૂમ્યો :
તોય હું આતમપ્યાસો રે, ખોલો દ્વાર !
અરે ધગતા સહુ બાહ્ય વિલાસો રે, ખોલો દ્વાર ! મંદિરિયાં૦

અનહદ નાદ પણ બાંગ ન રંજે :
પળપળ નાખું નિસાસો રે ! ખોલો દ્વાર !
અરે ઠગતો એ જગત તમાસો રે, ખોલો દ્વાર ! મંદિરિયાં૦

અધમ ઉદ્ધારણ, દુઃખીના તારણ !
દિલનો ક્યાં અંત્ય દિલાસો રે ? ખોલો દ્વાર !
હવે અહીંજ મુજ અંતરવાસો રે, ખોલો દ્વાર ! મંદિરિયાં૦



* " સાંવરીઆં મન ભાયો રે બાંકે યાર, "-એ રાહ.

## દર્શન

(ધોળ)

જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો !
જેના નયનનયનમાં ઝગકે દીપ અનંત ;
જેને અંગેઅંગ ફુવારા અમીના ફૂટતા,
એનાં દર્શન કરવા આવો જોગી સંત !
જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો. ૧

પીધા સાગર જેણે દુખડાં કેરા દોહ્યલા,
લીધા જશ-અપજશના શિર પર ભવના ભાર ;
દીધાં દુનિયાને મઘમઘતાં દિલનાં ફૂલડાં :
આવો, આજે એની ચઢો અલખદરબાર !
જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો. ૨

પળપળ ધોતી જગનાં પાપ જીવનની જાહ્નવી,
પળપળ છૂટે હૈયાથી અમૃતની સેર ;
જાગી જઇ સંકોરે ઝુકતા દિલના દીવડા,
આવો, આજે એને આંગણ આનંદલેર !
જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો. ૩

૪૬

ફાટે કાળાં આભ અને અજવાળાં ઉઘડે,
ચોગમ ધસતાં આવે ચેતનનાં રસપૂર ;
જાગી ખીલે ત્યાં જીવનની સોળે પાંખડી :
આવો, આવો, એવાં ભરીએ નયને નૂર !
જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો. ૪

ઉતરી પડશે પડદા રજની જેવા મોહના,
જડશે આત્માને અરુણાં મોંઘાં કલ્યાણ :
પળમાં પડશે પગલાં પ્રાણે તેજોદેવનાં :
આવો, લઈએ જીવનભરતી એ રસલ્હાણ :
જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો :
માગી માગી લેજો જુગજુગ કેરી ઓથ જો ! ૫



# પ્રભુના ધબકારા

( ગરબી )

ફરો, ફરો રે પાછાં ઓ મારાં બાળ !
પ્રભુ તે શું કહેશે રે ?
તોડી ચાલ્યાં ક્યાં આ પુણ્ય કેરી પાળ ?
પ્રભુ તે શું કહેશે રે ? --( ધ્રુવ )

જુગજુગ જૂનું ઝીલે ઝૂલતું જગત આ ;
જુગજુગ ખીલે એની વાડી રે ;
જુગજુગ જૂનાં એનાં પુણ્યો પાંગરતાં,
જશો શું પલકે એ સૌ પાડી ?
હો ! પ્રભુ તે શું કહેશે રે ? ૧

રૂપલા સાગરમાં સોનલા કો બેટ શા
શોભે સંસાર મનુકુલના રે,
આંધી ચઢાવી, એની દિશદિશ ડુબાવી,
જશો શું કરી એને ધૂળના ?
હો ! પ્રભુ તે શું કહેશે રે ? ૨

ખીલી વસંત મોંઘી અનંત આનંદ શી,
ખીલ્યાં છે ફૂલ ઉગી ઢગલે રે ;
દેવોના શ્વાસ જેવા પમરે પરાગ ત્યાં
જશો શું વેડી ડગલે ડગલે ?
હો ! પ્રભુ તે શું કહેશે રે ? ૩

## ❑ મુકેશ જોષી

૪૮

પ્રભુએ કહ્યું છે : મારું વસુધા કુટુંબ આ,
હું જ છું સૌની સ્નેહગ્રંથી રે ;–
ધર્મને નામે આજે ગ્રંથી એ તોડી
થશો શું ધર્મી દ્વેષપંથી ?
હો ! પ્રભુ તે શું કહેશે રે ? ૪

ગંગા યમુના જેવાં સ્નેહ ને સત્યનાં
ઉતરે છે પુણ્યજળ જગમાં રે ;
ડહોળી એ તીર્થ મોંઘાં પ્રભુના નિવાસનાં
પડશો શું કર્દમના ઢગમાં ?
હો ! પ્રભુ તે શું કહેશે રે ? ૫

દિનભર જોતી બધું ભાનુની આંખડી,
જોતા જો રાતભર તારા રે,
પળપળ આવી અદૃશ આત્મા જગાડતા
હૈયે શું નથી ધબકારા,
કે પ્રભુ તે શું કહેશે રે ? ૬

❦

# અજ્ઞાન

—

( રાગ ભૈરવી–તાલ દાદરો )

હું શું બોલું હવે, કિરતાર !
ના'વે કાળ ફરી નિરધાર. —(ધ્રુવ)

આવી તેણે મુજ પાસ કંઈ માગ્યું,
લાગ્યું ખરૂં નહીં લેશ ;
પોલાં આકાશનાં સ્વપ્ને પડી હું
જોતો ત્યાં માયાના વેશ :
મેં ન કીધો કશો ઉચ્ચાર,
તેને દેખાડયું મેં મુજ દ્વાર.
હું શું બોલું હવે, કિરતાર ! ૧

આવ્યો સવારે ને આવ્યો તે સાંઝે,
આવ્યો બપોરે ને રાત :
હું તો તુમાખીમાં રહેતો મુસ્તાક ત્યાં—
એ તે શી રોજ પંચાત :
મેં ન કીધી કશી દરકાર,
સુણાવ્યા બોલ તેને બેચાર.
હું શું બોલું હવે, કિરતાર ! ૨

બળતાં આંસુડાંમાં આવ્યો તે પાછો,
દુઃખે ને શોકે ડુબેલ ;
હું મુજ લક્ષ્મી શું રમતો ત્યાં રંગે,
આ તો નફ્ફટના ખેલ :

અંતે કીધો મેં ક્રોધે પુકાર,
ત્યાંથી કાઢી મૂક્યો તેને બહાર.
હું શું બોલું હવે, કિરતાર ! ૩

ચાલ્યો ગયો તે : ખૂણે પડેલી
તુંબી જડી તેની ત્યાંહિં :
હાય રે ! પ્રભુ એ તો આવ્યા'તા આંગણે !
મેં ન જાણ્યું ફેટ કાંઇ !
મારો ફૂટી પડ્યો અવતાર :
ના'વે નાથ હવે મુજ બાર ?

હું શું બોલું હવે, કિરતાર !
ના'વે કાળ ફરી નિરધાર ? ૪



# વિયોગકથા

( રાગ પીલુ–ઝીલ્લા–ત્રિતાલ–પંજાબી ) *

કથા એ પ્રભુ ! કોણ કથી ગયો આમ ? ( ધ્રુવ )

અક્ષર ખૂટ્યા, શબ્દ વછૂટ્યા,
ખૂટ્યા વિચાર તમામ.— કથા એ૦

તંતનો અંત કો સંત ન પામ્યા,
પીર પેગંબર નામ— કથા એ૦

નવલખ તારા લખી લખી હાર્યાં,
અકથ રહ્યા એ કલામ— કથા એ૦

પડપડ ખોલે ધરણી ભૂગોળે,
ખોલે ન ખોલ વિરામ— કથા એ૦

અંડ ને પિંડના ખંડ થયા ક્યાં,
ક્યાં ધૂળ ને સ્વરધામ ?— કથા એ૦

એક અકથ્ય તું, એકજ સત્ય તું :
મૌન અદલ અભિરામ !— કથા એ૦



*" 'બતા દે સખી ! કૌન ગલી ગયો શ્યામ, "—એ રાહ.

❑ મુકેશ જોષી

૫૨

# કેડો

(રાગ ભૈરવી-તાલ દાદરો)

મારો કેડો ધરે કિરતાર રે,
જોની, મારો કેડો ધરે કિરતાર !
મને છોડે નહીં પળવાર રે,
જોની, મારો કેડો ધરે કિરતાર ! — (ધ્રુવ)

ભર્યાં ઝલાભાર ભુવન તે એનાં
છોડ્યાં મેં દૂર પેલી પાર ;
તારા, વાદળ ને વીજળીથી સરતો
કીધો મેં ધરાસંચાર રે :
જોની, મારો કેડો ધરે કિરતાર ! ૧

ભૂમિ ઉપર ભય પામું હું ભારી,
એ છે પ્રપંચી અપાર :
જ્યાં જ્યાં હું જાઉં ને જે જે કરૂં તેમાં
આવે એનોજ પડકાર રે :
જોની, મારો કેડો ધરે કિરતાર ! ૨

માતાની ગોદમાં છુપાઉં ત્યાં ઉરથી
આવે એના ધબકાર :
રમતો પડું તો ત્યાં અણદીઠો હાથ એનો
નીચે મૂકે નિરધાર રે :
જોની, મારો કેડો ધરે કિરતાર ! ૩

ઝૂઝતી જુવાનીમાં હૈયું ઝૂકાવું,
 ઘૂમું વસંતને બહાર ;
જે જે ધરૂં તે વિલાય મારા હાથમાં,
 ફૂંકે એ સૌમાં ફૂંકાર રે,
 જોની, મારો કેડો ધરે કિરતાર ! ૪

રાખ મને, રાખ મને, રોજ એવું વિનવે :
 રાખું હું કેમ એને યાર ?
એને રાખું તો ના બીજું રખાય કંઈ,
 ડરતો રહું દિલમોઝાર રે :
 જોની, મારો કેડો ધરે કિરતાર ! ૫

ક્યાં છે વસંત, ને ક્યાં છે સૌ સાહેબી ?
 ક્યાં છે છોરૂ ને સંસાર ?
જ્યાં જ્યાં વળું ત્યાં દોડે સામો અંધાર, ને
 ભયના આવે ભણકાર રે :
 જોની, મારો કેડો ધરે કિરતાર ! ૬

સરતાં મુજ પાય પડ્યું કાળકેરા વહેણમાં,
 પડતાં હું મારૂં પોકાર :
એ તો હતો મારી પૂઠેજ, ત્યાંથી
 આવીને : દે આધાર રે :
 જોની, મારો કેડો ધરે કિરતાર ! ૭

❑ મકેશ જોષી



" આવ રે, ઓ ભીરૂ ! ક્યાં નાસે ભવોભવ ?
ફેરવ આ તારાં દિદાર ! "–
ફરતાં પ્રકાશ ત્યાં પામું હું એનો,
છૂટે મારો અંધાર રે ;
જોની, મારો કેડો ધરે કિરતાર ! ૮

એ તો કહે, લીધું મેં તારૂં સર્વસ્વ તે
ખોયું નથી તેં લગાર ;
આવ, મારા હાથમાં એ શોધી તું લે સૌ,
આવતી તું મારે બાર રે !—
જોની, એવું કહે ત્યાં મને કિરતાર ! ૯

એવા તે પ્રેમીનો પ્રેમ કેમ છાંડું ?
ભટક્યો વહેવો ભવભાર :
આવ રે કિરતાર ! રાખું હૈયે ને આણે !
તુંજ છે ખરો દિલદાર રે !
જોની, હું ન છોડું તને કિરતાર ! * ૧૦



* આની અગાઉ છપાયેલાં " દોટ " કાવ્યની નીચેની ટીપ પ[illegible]

# શરણું



( જોગીઆ, તાલ–ત્રિતાલ )

શરણ મન ! પ્રભુને જા રે તું !

પૂજ્યાં મંદિર તીર્થ,
હો મનવા, પૂજ્યા પર્વત પહાણ,
હો મનવા, પૂજ્યાં જાણ અજાણ ;
પૂજ્ય અપૂજ્ય ન કાંઈ જગતમાં,
એક પરમ કલ્યાણ :
શરણ મન ! પ્રભુને જા રે તું !

ઝબકે તારક સૂર્ય,
હો મનવા, ધડકે ઉર આકાશ,
હો મનવા, ફરકે અંતર આશ ;
પળપળ ક્ષણક્ષણ ઉપડે એવા
પ્રભુના શ્વાસોચ્છ્વાસ :
શરણ મન ! પ્રભુને જા રે !

દુઃખમાં દુઃખ છે મોહ,
હો મનવા, સુખમાં સુખ છે સ્નેહ,
હો મનવા, સ્નેહજ પ્રભુનો દેહ ;
દુઃખ સુખથી કંઇ ઓર જગતમાં
પ્રભુના વરસે મેહ :
શરણ મન ! પ્રભુને જા રે તું !

❦

☐ મુકેશ જોષી

૫૬

## અલખ ધન

( રાગ કાફી–તાલ દીપચંદી ) *

અલખધન રળવા મથન કર, મનવા !— (ધ્રુવ)

ગોધન, ગજધન, સર્વ રતનધન,
આણ ધનાઢ્ય બનવા ;
એ ધનબધનમાં પડી ભૂલ્યો
એક અલખધન ગણવા :
અલખધન રળવા૦ ૧

તાપે સૂકાય ન, નીરે ભીંજાય ન,
પામે ન ખળ જન હણવા ;
પળપળ ક્ષણક્ષણ વધતું એ કણકણ ;
આલ અલખધન લણવા :
અલખધન રળવા૦ ૨

એ ધન વર્ધન કરવા ન પડશે
ગગન પાતાળને ખણવા ;
અલખ નિરંજન ભવભીડભંજન,
માંડ અદલ મન ચણવા :
અલખધન રળવા૦ ૩



*" સમજ મન, સમજીને લાગ સુધરવા, "—એ નર્મદકવિના ગીતની રા

# દિલની વાતો

(ઢાળ)

આવો સંતો, દિલની વાતો કરીએ અણકહી :
દુનિયા બોલે બોલે તોપણ રહે અબોલ ;
ગાજે ગાજે ગગને ઘૂમે ઘેરા મેહુલા,
વરસે થોડાં, બહુ તો ઘસડી લે વંટોળ :
આવો સંતો, દિલની વાતો કરીએ અણકહી. ૧

દિવસે તેજપટે બંધાતું મુખ આકાશનું,
જાણે ઉઘડશે રાતે એના ઉલ્લેખ ;
રજનીમાં ધુંધવાઇ રહે ઊંડા અંધાર ત્યાં,
વિધિ તો ત્યાં પણ મારે લાખો રૂપામેખ !
આવો સંતો, દિલની વાતો કરીએ અણકહી. ૨

પૂર્ણિમાએ ચંદ્ર પધારે વ્યોમ ભર્યો ભર્યો,
ઝરઝર ફૂટે એની અમીવાણીની સેર ;
દિલ ખોલી દેવા એ જાય ધરાશું એટલો,
પછી તો ઘડી બે ઘડીની અધુરી મધુરી લહેર :
આવો સંતો, દિલની વાતો કરીએ અણકહી. ૩

ઘોરી ઘોરી પળપળ ગરજે સાગર ગંભીરા,
ધુધવી ધુધવી બોલે એના અંતરનાદ ;
ડૂબ્યા મહીં કંઇ ખંડો, ડૂબી કંઇ કંઇ સંસ્કૃતિ ;
એ ના કહે તેના પૂરા ઉલ્લાસ વિષાદ :
આવો સંતો, દિલની વાતો કરીએ અણકહી. ૪

❑ મુકેશ જોષી

૫૮

ક્રોડો જન પ્રાણી જનમ્યાં, ને ક્રોડો વહી ગયાં ;
એના નોંધાવ્યા આકાશપટે ઇતિહાસ :
વાંચી અક્ષર પાંચજ વિસ્મય પામે માનવી,
પણ પંચાણુંના છે કાળતિમિરમાં વાસ :
આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૫

લાખો પર્વતમાંથી લાખો સરિતા વહી જતી,
લાખો વન ને લાખો ખેતરના એ પ્રાણ :
જુગ જુગ કેરી વાતો ભરી એના રસગાનમાં,
મળશે માનવને પૂરી કદી એ રસલ્હાણ ?
આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૬

પાતાળે પદ રોપી ઊભા વ્યોમે પર્વતો,
ભીતરમાં ધૂણી ધખતી, શિર પર હિમછાય ;
રવિ ચંદા તારા શું કરતા લાગે ગોઠડી,
પણ ખોલે કદીકજ એના અંતરની લાહ્ય :
આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૭

મુઠ્ઠીભર મગજે દુનિયાનાં ડહાપણ ડોલતાં,
મુઠ્ઠીભર હૈયે છે કોટિક કોટિક ભાવ ;
જરીશી જીભે રમતાં અગમનિગમનાં ગીતડાં,
પણ ક્યાં છે જગમાં સુણનારાં દિલદરિયાવ ?
આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૮

પ્રભુએ કહેવું તે તો કહ્યું છે એકજ અક્ષરે,
દુનિયાને દીધો છે એકજ બોલ અજોડ;
બાવન અક્ષર પઢી ફાંફાં મારે માનવી,
સમજી બોલે એકજ તો ત્યાં સમશે કોડ :
આવો સંતો, દિલની વાતો કરીએ અણકહી. ૯

માનવદેહ છે મોંઘો પારસમણિ દોહલો,
એને ઘરી જાણે તે પામે સોનામોલ :
માનવહૈયામાં વાતો બ્રહ્માંડ તણી ભરી ;
આવો, કહીએ તો કહીએ એ એકજ બોલ !
આવો સંતો, દિલની વાતો કરીએ અણકહી. ૧૦



❑ મુકેશ જોષી

૬૦

# અતિ મોડું

( તાલ-લાવણી ) *

મારી તો ગઈ રે જુવાની—
ગઈ ક્યાં તે ન જાણી.—( ધ્રુવ )

સૂરજો ડોલ્યા, ચંદ્રો ડોલ્યા,
ડોલ્યાં ગગન ગુમાની ;
ભુવન ભુવન ભડ તાપે ડોલ્યાં,
એવી ઉગ્ર દિવાની !
મારી તો ગઈ રે જુવાની. ૧

તાપ જ તૂટ્યા, રંગો ખૂટ્યા,
પડ્યા પવન તોફાની :
ગગન બધે લાગે અંધરાતું,
પલકે પાંખ નિશાની :
મારી તો ગઈ રે જુવાની. ૨

જોતાં જોતાં દિશા ડુબી ને
ડુબી બધી મસ્તાની ;
મંદિરમાં તો પડતા ઘંટા,
દિલમાં ઘંટી છાની :
મારી તો ગઈ રે જુવાની. ૩

* "મેરી તો ગઇ રે નયનીયાં, ફિર કયસે નિહાળું ?"—એ કબીરપદની રાહ.

આવ્યા કાગળ અમરાપુરના,
કરજો કંઈ મહેમાની :
અરે ભલા ભગવાન ભૂલ્યો હું,
ખરી કીધીં નાદાની !
મારી તો ગઈ રે જુવાની. ૪

પ્રાણ ગયા ને વૈદ્ય પધાર્યાં,
રડે અદલ અજ્ઞાની :
ભોગવી તેજ જુવાની, નહીં તો
જુવાની છે હેવાની !
મારી તો ગઈ રે જુવાની—
ગઈ ક્યાં તે ન જાણી. ૫



## જુવાની

( હીંચ )*

જા રે ઓ જાદુગર ! જા રે ઓ જોગણી !
મીઠા છે મોહ બધા માયાતણા ;
જાની જુવાની જૂઠાં ભમ્મર ચઢાવશે ;
દીઠા અમર કોઇને કાયાતણા ?—
જા રે ઓ જાદુગર ! ૧

પાપે બંધાયાં કાચી કાયાનાં કોટલાં
પાપે ફૂંકાતાં સહેજે તડકી જશે ;
જુગ જુગનો પ્યાસી મારો આત્મા પ્રવાસી હો
મૃગજળ એ દેખી શાને ભમતો હશે ?
જા રે ઓ જાદુગર ! ૨

અંદર ઉકળતા ઊના કાદવ ત્યાં ખદબદે,
વચ્ચે વકરાતાં ઊંડાં પાણી ભર્યાં ;
ઉપર મઢેલી મોંઘી લીલા છે મોહની :
એ રે જુવાનીએ ઘેલાં કર્યાં.
જા રે ઓ જાદુગર ! ૩

ધગધગતા તાપમાં તપેલી એ તાવણી,
ઉપર પડ્યાં બિંદુ છમ્છણી ઉડે ;
એ રે જુવાની એની જ્વાળા ન જાણતી,
ઉપર ધણે, હિમે ભીતર બૂડે :
જા રે ઓ જાદુગર ! ૪

* "પાલવડો મારો મેલો મોહનજી, મારગડે મને જાવા દિયો" — એ રાહ.

વાટે વંઠેલો જેવો ઉડે વંટોળિયો,
  ભ્રમણે ભરાતો સૌને ધૂળે ભરે ;
એ રે જુવાની એવી ભુતડી ને બાવરી,
  ભટકી ભટકી અંતે થાકી ઠરે :
    જા રે ઓ જાદુગર ! ૫

ચઢતી ચકડોળે બધી દિશાઓ ડોલતી
  ઠરશે તોફાન ત્યારે દિસશે નરી ;
ખુલતી દિગંત નવાં નયનો ત્યાં ખોલતી,—
  એ રે જુવાની નહીં સમજી જરી !—
    જા રે ઓ જાદુગર ! ૬

તૂટ્યા એ તાર ને ફૂટી એ તુંબડી,
  ધ્રૂજતી એ આંગળીને સૂર ના જડે :
ક્યાં જઇ ઉસ્તાદ હવે ખોળે એ પાંગળી ?
  કોણ રે ફરી એની વીણા ઘડે ?
    જા રે ઓ જાદુગર ! ૭



૬૪

# * સેવા

( રાગ પીલુ–તાલ દીપચંદી ) *

ધનમદમાં શિદ એવા રહો હરખી ?
પ્રભુપદમાં સહુ સેવા છે સરખી. (ધ્રુવ)

લાખ કરોડોનું દાન શેં મોટું ?
રોટીના ટૂકડાનું ખાન શેં ખોટું ? — ધનમદમાં૦

રાય થયા તો ભંડાર લૂંટાવો,
રંક રહ્યા તો ખવાડીને ખાવો : — ધનમદમાં૦

સૂર્ય તપે જગ ઝાકઝમાળે,
દીપ ઝગી ઘરને અજવાળે : — ધનમદમાં૦

નાનું કે મોટું સહુ પ્રભુની છે માયા :
અદલ પ્રભુ શુદ્ધ સેવી કમાયા. — ધનમદમાં૦



* " ઈસ તનધનકી કૌન બડાઈ, "—એ ઢાળ.

# ભેદુનો ભેદ



( રાગ કલ્યાણ–તાલ દાદરો )*

છતી આંખે તારી જોય શું છાયા ?
જીવ ! તું જોની ક્યાં છે જગરાયા !—( ધ્રુવ )

દોડી દોડી છાયા પૂંઠે થાકે,
શૂન્ય વિષે તારું તીર તાકે ;
ખાલી રહે ભાથો ને તાળી દે માયા :
જીવ ! તું જોની ક્યાં છે જગરાયા.—છતી૦ ૧

'છૂટયા કદી નહીં' ભોગ છૂટે,
જોરે જોડયાં સહુ જોગ તૂટે ;
સુખનાં તો સ્વપ્નાં ને દુઃખની છે કાયા :
જીવ ! તું જોની ક્યાં છે જગરાયા.—છતી૦ ૨

ઊંડે ઊંડે ઉર ઉતરી જાની,
શોધ નિશાની ત્યાં એક છાની ;
હૈયાના રાયા રહે હૈયે ફુલાયા :
જીવ ! તું જોની ક્યાં છે જગરાયા.—છતી૦ ૩

છાયા હરી જાય છેક નીચે,
ઉઘડી છુપી કોઇ આંખ મીચે :
જડશે ત્યાં ભેદુ ને ભેદ સવાયા :
જીવ ! તું જોની **ત્યાં** છે જગરાયા !—છતી૦ ૪



---

* "હાથ જોડું તારા ચરણે પડી," —એ રાહ.

૬૮

## સતની રંગત



( રાગ ઝિંઝોટી–તાલ દીપચંદી ) *

ઘટઘટમાં ભરી રંગત સતની :
તું શું ખોળે, ઓ જગતના વતની ?
ઘટઘટમાં ભરી રંગત સતની. ( ધ્રુવ )

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર કે
અંત્યજ—એ બધી કથની ;
અંતર એકજ તરણિની જ્યોતિ એ,
ઝરણી એ એકજ પથની :
ઘટઘટમાં ભરી રંગત સતની. ૧

એક પિતાની છે પંગત અંગત,
સંગત એક સુકૃતની,
એકજ પંકજની બધી પાંખડી,
એકજ ધાર અમૃતની : .
ઘટઘટમાં ભરી રંગત સતની. ૨

* " નાથ ! તુમ જાનત હો સબ ઘટકી, "—એ મીરાંબાઈના પદની રાહ.

વાદળ વાદળ ચંદ્ર ઢળે ત્યાં
ભરત છે એક રજતની ;
ભીતર બાહર અલખત એકજ
મારી, તારી કે જગતની :
ઘટઘટમાં ભરી રંગત સતની. ૩

રાસ રમતમાં, કે હાસ્ય ગમતમાં, કે
ફાંસમાં હોય વિપતની ;
ઘટઘટનાં પટ પાછળ પલકે
આંખ અદલ એજ સતની :
ઘટઘટમાં ભરી રંગત સતની. ૪



## ❑ મુકેશ જોષી

# પરાવર્ત્તન

( રાગ ગારો–ત્રિતાલ )

થળાથળ રખડે શું પ્રભુ જોવા ?
દૂર જવા શું માગે, જે છે
પાસેનું તે ખોવા :
થળાથળ રખડે શું પ્રભુ જોવા ?—(ધ્રુવ)

જગત બધું છે દર્પણ તારું,
મહીં શું જોતો મ્હોવા ? —થળાથળ૦

કામધેનુ છે ભીતર તારી :
ફર પાછો તે દો'વા ! —થળાથળ૦

હડતો હડતો પંથમળે જા,
અટણ કરે શું રોવા ? —થળાથળ૦

અમૃતગંગા છે તુજ માટે,
લે ન મલિનજળ ધોવા. —થળાથળ૦

અદલ સતત અમીધાર પડે ત્યાં
ચાલ અમર બીજ બોવા ! —થળાથળ૦

❦

# તીરથ



( રાગ ભૈરવી–ત્રિતાલ )

તારાં તીરથની થાય હાંસી,
રે મન !
શું કરે મથુરાં ને કાશી ? —(ધ્રુવ)

અડસઠ તીરથ લાગ્યાં ઓછાં,
તેં તો કીધાં અડયાસી :
ક્યાંયે મળ્યો નહીં સાહેબ તારો :
ફર ફરી લાખ ચોર્યાસી !
રે મન !
શું કરે મથુરાં ને કાશી ? — તારાં૦

નાખુદો દોરી શકે ન સૂકાન તો
ખેડે શુ સિંધુ ખલાસી ?
ભરદરિયે રહે નાવડું ડોલી,
પાર ન પામે પ્રવાસી :
રે મન !
શું કરે મથુરાં ને કાશી ? — તારાં૦

□ મુકેશ જોષી

૭૨

તીરથ તારું છે ભીતર મોટું,
તેં નહીં જોયું તપાસી ;
અંતરગંગ સૂકાઇ ગઇ ને
ઘાટે ઘાટે ગંગ ભાસી !
રે મન !
શું કરે મથુરાં ને કાશી ? — તારાં૦

તીરથનું પણ તીરથ અંદર
એક અખંડ અવિનાશી ;
અડસઠ તીરથ પુણ્ય જડે ત્યાં :
છોડી દે અદલ ઉદાસી !
રે મન !
શું કરે મથુરાં ને કાશી ? — તારાં૦



# પ્રકાશ



( તાલ-લાવણી ) *

ખોલ રે ખોલ નજર તારી !
ખુલી આ સૃષ્ટિ સારી. — ( ધ્રુવ )

પૂર્વતણું પંખીડું જાગ્યું,
ખોલ્યાં પિચ્છસમારી;
ઉઘડી કંચન બારી નભની :
બંધ રહી તુજ બારી :
ખોલ રે ખોલ નજર તારી ! ૧

ઉઘડ્યા કોકિલકંઠ વનોના,
વૃક્ષ રહ્યાં પોકારી ;
કમળો કેરી કીકી ઉઘડી :
શેં રહી તુજ અંધારી ?
ખોલ રે ખોલ નજર તારી ! ૨

ગયું બધું તે રજની ગળશે ;
લે દિનધન સ્વીકારી ;
ભૂત બધું ભીડી, જા ધરવા
ભવિષ્યની આ સ્વારી !
ખોલ રે ખોલ નજર તારી ! ૩

* " મેરી, તો ગઈ રે ગયનાગાં, " એ કબીરપદની રાહ.

જોશે તે જગને જોગવશે,
નહીં તે રહેશે હારી :
ઉઘડી મંજરી દુનિયાની તો
પમરે પ્રભુ પ્રભુ ભારી !
ખોલ રે ખોલ નજર તારી ! ૪

ખોલ નજર તુજ ભીતર બાહર,
નહીં તુજથી જગ ન્યારી ;
એક ફલક ને એકજ પીંછી :
પ્રભુ આ રહ્યો ચીતારી !
ખોલ રે ખોલ નજર તારી ! ૫



# મનપંખી



( રાગ દેશ–તાલ કેરબો ) *

ઊડ મનપંખી ! ઊડ હવે ! — ( ધ્રુવ )

વનવન ફરી ફરી વૃક્ષ વૃક્ષ પર
ભટકી ભટકી ખુબ લીધું જી,
એક વૃક્ષ તેં છેકજ છોડયું,
દિવ્ય ગગનભર કીધું :— ઊડ હવે !
ઊડ મનપંખી ! ઊડ હવે ! ૧

કણકણ ચરી ચરી તાપ તાપ ભર
ઝરણ ઝરણ જળ પીધું જી :
સાત સિંધુભર બિંદુ અમીનું
પી જો પ્રભુનું દીધું !— ઊડ હવે !
ઊડ મનપંખી ! ઊડ હવે ! ૨



---

* " મન પરદેસી કાંઇ ચલે, '—એ રાહ.

□ મુકેશ જોષી

૭૬

# વિશ્વવૃક્ષ

( ગરબી )

ઝૂલે ઝૂલે આ વિશ્વનું વૃક્ષ,
કોટિક ડાળે ઝૂલે
મારે અંતર લક્ષ અલક્ષ
ઉઘડે જ્યોતિફૂલે.— ( ધ્રુવ )

જ્યોતિફૂલે એ ઝગઝગ કરતું
વૃક્ષ અનંત ઝૂલાતું રે,
અનંતતાને આંગણ ઉગતું
પળપળ રહે પથરાતું :
ઉઘડે જ્યોતિફૂલે. ૧

મૂળ રહ્યાં છે ઊંડાં એનાં
અણદીઠાં અંધારે રે,
તિમિરરસે પોષાય છતાં એ
જ્યોતિફૂલો ઝબકારે !
ઉઘડે જ્યોતિફૂલે. ૨

નહીં દીસે કો વાલી એનો,
નહીં દીસે કો માળી રે ;
જે બીજમાંથી વૃક્ષ ઉગ્યું એ,
તેનીજ લીલા ભાળી :
ઉઘડે જ્યોતિફૂલે. ૩

અણુગણુ જ્યોતિફૂલોની એવી
પાંદડી એક ધરાની રે,
એ પાંદડીએ પરાગ શી છે
માનવજ્યોતિર્જ નાની :
ઉઘડે જ્યોતિફૂલે. ૪

વૃક્ષ ઉગે અંધાર વિષે પણુ
ફુલપરાગ ઝમૂકે રે,
માનવ પોતે જ્યોત છતાં શેં
અંધારે શિર ઝૂકે ?
ઉઘડે જ્યોતિફૂલે. ૫

વૃક્ષ ઉગે ફાલે અંધારે
ફૂલ ઉગે પણુ તેવાં રે :
માનવ જો નિજ જ્યોત જુએ તો
દુઃખમાં સુખ પણુ એવાં :
ઉઘડે જ્યોતિફૂલ. ૬

૭૮

અનંતતાને આંગણ ઝળતા
માનવજ્યોતિ ઝરતા રે !
વિશ્વવૃક્ષનાં ફૂલે છે
તારાજ પરાગ પમરતા :
ઉઘડે જ્યોતિફૂલે. ૭

અંધારે વીંટળાયો લાગે
તે જ્યોતિનીજ છાયા રે ;
એ તુજ માયા, એ તુજ કાયા :
તુંજ રહ્યો જગરાયા !
ઉઘડે જ્યોતિફૂલે. ૮



# અંતરની જ્યોત



(રાગ આશાવરી–ત્રિતાલ)

જ્યોત જગવ અંતરની, મનવા !
જ્યોત જગવ અંતરની :
એજ દિશા ઇશ્વરની, મનવા !
જ્યોત જગવ અંતરની ! —(ધ્રુવ)

દશે દિશાના પડદા ઊંચકે,
છત મેઘાડંબરની ;
તોય દિશા કે ભાળ જરા પણ
જડે ન ધરણીધરની :
મનવા ! જ્યોત જગવ અંતરની ! ૧

રહ્યું અગોચર ધામ ધણીનું ;
ક્યાં મૂકે નીસરણી ?
ક્યાં ટેકવશે પોકળ આભે,
ક્યાં નીચે છે ધરણી ?
મનવા ! જ્યોત જગવ અંતરની ! ૨

વચમાં તુંજ ઊભો રહી આંધે
દસદસ દિશા અવરની :
એક દિશા તેં જોઇ ન જાણી,
તે તો તુજ ભીતરની :
મનવા ! જ્યોત જગવ અંતરની ! ૩

## ❑ મુકેશ જોષી

૯૦

માટીને માટીમાં મળવું;
ક્યાં આત્માની વરણી ?
આત્માને પ્રભુમાં છે ભળવું,
જેમ કિરણને તરણિ :
મનવા ! જ્યોત જગવ અંતરની ! ૪

રહે ચેતના જો નહીં જાગ્રત
તુજ ઉર વિશ્વંભરની,
તો ક્યમ પ્રભુમાં ચેતન રહેવા
રાખે આશ જીગરની ?
મનવા ! જ્યોત જગવ અંતરની ! ૫

જ્યોત પ્રકાશે નહીં, તે જ્યોતે
જોશે કોણ, ઉપરની ?
જગવ જગવ એ જ્યોત અદલ તું,
એજ સખી આખરની !
મનવા ! જ્યોત જગવ અંતરની !



# સાહેબની સુરખુટ્ટી



( રાગ આસાવરી-ત્રિતાલ )

કોઇને જડી હોય તો કહેજો મારા સાહેબની સુરખુટ્ટી !—( ધ્રુવ )

અંજન કરતાં આંખ ઉઘાડે,
પાડે નવ અજવાળાં ;
છૂટે પડદા ભવભવના ને
તૂટે ઉરનાં તાળાં :
કોઇને જડી હોય તો કહેજો મારા સાહેબની સુરખુટ્ટી !

લંગડાને ડુંગર કૂદાવે,
અંધાને દે આંખો ;
મૂંગો નવનવ ગાન ગવાડે,
લૂલો પામે પાંખો :
કોઇને જડી હોય તો કહેજો મારા સાહેબની સુરખુટ્ટી !

જંગલ જંગલ જોગી ભમતા,
ભમતા ભિન્ન ભિન્ન મતિયા ;
જતી સતી કો સાધુ તપેશ્રી,
ઘરઘર ઘુમતા સતિયા !
કોઇને જડી હોય તો કહેજો મારા સાહેબની સુરખુટ્ટી !

## ❑ મુકેશ જોષી

### ૮૨

નામ નિશાની નહીં કો દીધી,
નહીં દીધી એંધાણી ;
ભવભવ ભટકી રહે અથડાતી
તૂટી ફૂટી વાણી :
કોઈને જડી હોય તો કહેજો મારા સાહેબની સુરખુદી !

ઉર ખોદીને અંદર ઉતરું,
આતમઆંખ ઉઘાડું :
જડી જડી !–કહું એમ જરા ત્યાં
અદલ પડે મન આડું !

કોઈને જડી હોય તો કહેજો મારા સાહેબની સુરખુદી !
કોઈને જડી હોય તો દેજો મારા સાહેબની ઉરખુદી !



# સંતાકુકડી



(હીંચ) *

કયાં છે સંતાયો મારા સાહેબો, હો સંતજી !
　　વનવન હું વાસ એના શોધી વળ્યો ;
ઊંચે નિહાળી ઊંડી આભની અગાધતા,
　　નીચે પાતાળનો ન પત્તો મળ્યો :
　　　　　　કયાં છે સંતાયો૦ ૧

ઊંચે ચઢું હું તો આભની અગાસીએ,
　　ખોળું ખોળું ત્યાં અંગારા જડે ;
હૈડે ભારે એ અંગારાની આંચને,
　　કયાં યે સાહેબો નહીં નજરે પડે :
　　　　　　કયાં છે સંતાયો૦ ૨

સાગર ને સરિતાનાં શોષ્યાં મેં પાણીડાં,
　　ઊંડાં ઉદર એનાં ખાલી કીધાં ;
સરકી ગયો મારો સાહેબો શું ત્યાંથી યે ?
　　સૂની અખોલનાં દર્શન લીધાં :
　　　　　　કયાં છે સંતાયો૦ ૩

* "પાલવડો મારો મેલો મોહનજી, મારગડે મને જાવા દિયો,"–એ રાહ.

## ❑ મુકેશ જોષી

### ૮૪

ફૂંકતા પવનને ઉતાર્યો મેં શ્વાસમાં,
 ઊડતી દૂર વીજળીને બાઝી પડ્યો ;
મૂક્યું મેં મુખ મારું મેહુલાની ધારમાં,
 નહીં રે સાહેબો મારો ક્યાંયે જડ્યો :
 ક્યાં છે સંતાયો૦ ૪

ઊડતા તે કાળની પકડી મેં પાંખને,
 પીંછે પીંછે તેનાં પગલાં દીઠાં ;
પગલે પગલે મેં ચલાવ્યું પગેરું, પણ
 થાકી પડ્યો, ન એનાં પગલાં નિહ્યાં :
 ક્યાં છે સંતાયો૦

ઊંડી અનંતતામાં ખોળ્યા મેં હાથને,
 આખર તો ભાળ એની મળશે જરી :
ઘોળી ઘોળી ખાલી મંથન હું તો કરું,
 આવે નિરાશા નરી ઉપર તરી ;
 ક્યાં છે સંતાયો૦

આંખે દેખાય નહીં, કાને સુણાય નહીં,
 હાથે ધરાય નહીં : એ શું હશે ?
જનમોજનમ તને ખોળ્યો મેં ખંતથી :
 ક્યારે સાહેબા ! તારી ઓળખ થશે ?
 ક્યાં છે સંતાયો૦

ધબકીને ઊઠે મારૂં હૈયું હુલામણું,
　　અણુગણુ જગત મેં મારે ઉદરે ભર્યું ;
એ રે સાહ્યબો મારે હૈયે સંતાયલો,
　　હસવું ન એનું મારી નજરે તર્યું :
　　　　ક્યાં છે સંતાયો૦ ૮

શાને સંતાય, મારા સાહ્યબા, તું ભીતરે ?
　　ક્યાં તક ભૂલવણીમાં ભમતો ભૂલું ?
જા રે જગત તારૂં નથી રે જોઇતું—
　　આવ રે સાહેબા ! તારી ડોકે ઝૂલું !
　　　　ક્યાં છે સંતાયો૦ ૯



❑ મુકેશ જોષી

૮૬

## સુરસંદેશ

( ધોળ )

સુરજન ! પ્રભુજીને છાનું જઈ કહેજો એટલું :
તારો ભક્ત કરે છે પળપળ પ્રેમપ્રણામ ;
ચાલ્યું જાય જગત આ તારું તારા સત્યમાં,
સમજે માનવ શું તુજ કૃતિનો એક કલામ ?
સુરજન ! પ્રભુજીને છાનું જઈ કહેજો એટલું ! ૧

બાંધી સર્વ દિશાઓ તેં તો તારા બોલથી,
બાંધ્યાં સૂરજ ચંદ્ર ગ્રહો તારાનાં તેજ ;
કાળા ઘન આ ઘૂમે પળપળ તારાં આભમાં,
વહેશે અમ આંખે શું નિશદિન છાયા એજ ?
સુરજન ! પ્રભુજીને છાનું જઈ પૂછજો એટલું ! ૨

તાણા વાણા પૂર્યા તેજ અને અંધારના,
નિશદિન ચાલે તારાં અણુગણ અમુલખ યંત્ર ;
અણદીઠા તુજ કર ફેરવતા માનવકાંઠલા ;
અમને અથડાવી વણવું શું તુજ જગતંત્ર ?
સુરજન ! પ્રભુજીને છાનું જઈ પૂછજો એટલું ! ૩

તારે જમણે કર ઉઘડે નવરંગ પ્રભાત જ્યાં,
તારે ડાબે કર પલકે સંધ્યાની પાંખ ;
મધ્યાહ્ને મધરાતે રેલે નવનવ જ્યોતિ જ્યાં,
ત્યાં ક્યમ પામે પળપળ આંખ અમારી ઝાંખ ?
સુરજન ! પ્રભુજીને છાનું જઇ પૂછજો એટલું ! ૪

તારો શબ્દ સનાતન આપ્યો તેજ ત્રિલોકને,
તુજ નાદે જાગ્યું બ્રહ્માંડ બધું સાનંદ ;
શાને કીધા ઘટ તેં પડદા અમ હૈયાતણા ?
એના પડઘા અમ હૈયે શેં પડતા મંદ ?
સુરજન ! પ્રભુજીને છાનું જઇ પૂછજો એટલું ! ૫

કીધા તેં જળસંઘરતા દાનેશ્રી મેહુલા,
તેને ચીરતી શાને કીધી તાતી વાજ ?
અમૃત જેવી મીઠી અમ હૈયે શ્રદ્ધા ભરી,
તેમાં ઝેર સમાં શેં ઉગતાં શંકાબીજ ?
સુરજન ! પ્રભુજીને છાનું જઇ પૂછજો એટલું ! ૬

પળપળ મુખમાં નામરટણ ચાલે નટરાજનું,
પળપળ હૈયામાં ચાલે દાનવનું નૃત્ય ;
પળમાં ઊડવું સ્વર્ગ, પળે પડવું પાતાળમાં ;
જૂઠું જીવન વિરમે પછી શું જડશે સત્ય ?
સુરજન ! પ્રભુજીને છાનું જઇ પૂછજો એટલું ! ૭

❑ મુકેશ જોષી

૮૮

અમને જવું અસત્યોમાંથી શું તુજ સત્યમાં ?
તિમિરેથીજ જવું શું તુજ તેજે અમ કાજ ?
મળશે શું મરતાંજ અમરતા અમને આખરે ?
ડુબશે તોજ ઉગરશે શું અમ આત્મજહાજ ?
સુરજન ! પ્રભુજીને છાનું જઇ પૂછજો એટલું ! ૮

દીધી આશા લાંબી, જીવન કીધું ટૂંકડું ;
હૈયે સ્નેહ ભર્યો તો આંખ ટપકતાં ઝેર :
દીધી આંખ અમોને, પોતે રહ્યો અદૃશ્ય તું ;
તું હું એક હતા તો વિખરાયા શા પેર ?
સુરજન ! પ્રભુજીને છાનું જઇ પૂછજો એટલું ! ૯

બોલે બોલ કદી ના, રહે અબોલ સદા ભલે :
તારા ઉત્તરની જોશું યુગયુગભર વાટ ;
ફોડી અનંતતાની પાળ ઉછળતા આવશું :
તુજને વીંટી લઇશું સ્નેહે રે પરમ વિરાટ !
સુરજન ! પ્રભુજીને ખુલ્લું જઇ કહેજો એટલું ! ૧૦

❋

# લૂંટ



(લાવણી)

પ્રભુને લૂંટવાજી, ચાલો લૂંટવાજી !
ચિરધન ઝૂંટવાજી, આનંદ ઘુંટવાજી.— ( ધ્રુવ )

સાત સાત આકાશ દિવાલો
બાંધી કીધા કોટ ;
છતમાં એ ત્યાં રહ્યો છુપાઈ :
ચાલો દઈએ ચોટ !
ચાલો લૂંટવા જી. ૧

અખૂટ ધન એ ગાંઠે રાખે,
સોનું રૂપું ઝવેર ;
નિશદિન સહેજે ફરતો વ્યોમે
વેરે ઠેરઠેર :
ચાલો લૂંટવા જી. ૨

વાદળ પડદા ટાંગી પાછા
છુપવે એ અમાપાત્ર ;
આપણને તો ઝારી મારી
આપે પાણી માત્ર :
ચાલો લૂંટવા જી. ૩

૯૦

એ ધન ને અમૃત એ એનાં
નહીં શેં આપણુ કાજ ?
જન્મોજન્મ ભીખારી ભમીએ :,
એજ કરે શું રાજ ?
ચાલો લૂંટવા જી. ૪

ચાલો ભૈયા ! જોગી, સંતો !
બાંધો મનની કેડ !
સત્ય સુરંગે કરશું કપરા
કિલ્લા કેરી ઉખેડ :
ચાલો લૂંટવા જી. ૫

લૂંટવું ધન ને લૂંટવાં અમૃત,
સૌ આનંદનો સાથ ;
લૂંટવું આખું સ્વર્ગ અદલ હો,
લૂંટવો આખો નાથ !
ચાલો લૂંટવા જી.
પ્રભુને લૂંટવાજી, ચાલો લૂંટવા જી !



# પ્યાલો

( રાગ આશાવરી-ત્રિતાલ ) *

ધર ધર મનવા ! પ્યાલો ધર ધર,
ભર ભર યાર અમીરસ પ્યાલે !
ભર ભર યાર અમીરસ પ્યાલે,
ઝીલ રસધાર ભરભર વહાલે !
ધર ધર મનવા

આ જાય પ્રભાત પલકતું,
છલછલ છે પાત્ર છલકતું :
કિરણે કિરણે સરતું ઊડશે
પળવારમાં પાતાળે :
ધર ધર મનવા ! ૧

ઘડી બે ઘડીમાં નભ તપશે,
બળું બળું થઈ આગળ ધપશે;
મનની મનમાં રહેશે, સળશે
તલભાર નહીં કંઈ કાલે :
ધર ધર મનવા ! ૨

* "મન હિતે હય ક્યા યાર તેરે બાલ ઘુંઘરવાલે," -એ રાહ.

# અલખની ધુન

—

( ગઝલ )

પ્રભો ! તુજ બારણે આજે અલખની ધુન મચાવું હું,
ગગનમાં ઘોર ઘન ગાજે, અલખની ધુન મચાવું હું :

અરે દિલધૂપદાનીમાં પડ્યા આતશ બધા ઠંડા,
હવે તુજ નામ ભભરાવી મુખે ધૂપ આ જળાવું હું.

હતી અનહદ અકળ બોલી, પુકારી મેં હવામાં ગઇ;
બધી દુનિયા બને બ્હેરી : પ્રભો ! કોને સુણાવું હું ?

પડ્યાં આંસુ, ઝીલ્યાં છીપે, ઝીલ્યાં કો આસમાને આ,
રહ્યાં અણઝીલિયાં જગમાં, હવે ક્યાં તે ઝીલાવું હું ?

હતો દરિયાવ દિલમાં પણ તરી ના નાવડી કો ત્યાં ;
મળ્યો ના નાખુદા ગેબી : પછી ક્યાં એ તરાવું હું ?

નિહાળી હાથ આ ખાલી, મને જગ ફેરવે પાછો :
ભરી દે તારી ભિક્ષાથી, ન દુનિયાને બતાવું હું.

ભરી ભરતી અહીં ડોલે, ભીંજાઉં તુજ કૃપાછોળે :
અલખની ધુન મચાવી ત્યાં અદલ તુજમાં સમાવું હું.

ગગનમાં ઘોર ઘન ગાજે, અલખની ધુન મચાવું હું :
પ્રભો ! તુજ અંતરે આજે અલખની ધુન મચાવું હું.

❦

❑ મુકેશ જોષી

## નાવડી

( પદ : કવ્વાલી-તાલ દાદરો )

ભરદરિયે ડોલે નાવડી રે મારી ભરદરિયે ડોલે નાવડી રે.

મારો નાથ ઉતારે ત્યાં હાથ રે,
મને ઊંચકી લે ભર નિજ બાથ રે,
મારી ભરદરિયે ડોલે નાવડી રે.

એ તો ક્યાંના રાજા અને ક્યાંની પ્રજા,
એવા જુગજુગના કંઈ વિજોગ સજ્યા ;
નાથ ! પંથ હશે કૈંક મેં વરજ્યા :
હવે ચૂમું આ તુજ પદપાવડી રે—
મારી ભરદરિયે ડોલે નાવડી રે. ૧

નાથ ! કૈંક જુગો હું વિમુખ હતો,
જ્યાં ત્યાં એક અંધાર અંધાર થતો :
આ હું પાછો ફરું ત્યાં તું છેજ છતો !
હવે ધાર સદા મુજ બાંવડી રે—
મારી ભરદરિયે ડોલે નાવડી રે. ૨

હવે નાવનું કામ કશું ન રહ્યું ;
ભલે ડૂબે ; ન વિશ્વથી કાંઇ ગયું ;
નાથ ! તારુંજ વિશ્વમાં થાઓ ચહ્યું !
શેં ન જાણી મેં તુજ ગત આવડી રે ?
મારી ભરદરિયે ડોલે નાવડી રે ! ૩

❦

# મહેમાન



(ગરબી)*

શાને સૂતાં ઓ સંસારિયાં !
હજી સુણો શું સ્વપ્નનાં ગાન રે ?
સ્વપ્નમાં શાને સૂતાં રે ?
જોતાં જોતાં આ દિગંતથી
ઘેર આવશે મોંઘા મહેમાન રે :
સ્વપ્નમાં શાને સૂતાં રે ? ૧

પૂર્યાં પવન શું પિંજરે,
ને બાંધ્યાં શું મેઘનાં નૃત્ય રે ?
સ્વપ્નમાં શાને સૂતાં રે ?
કાજળ ગમ્યાં અંધારનાં
ને સ્વપ્નાં શું લાગ્યાં સત્ય રે ?
સ્વપ્નમાં શાને સૂતાં રે ? ૨

સંધ્યાની અંગુલિ સાથિયા
પૂરે તેવાં શું લાગ્યાં એ ધામ રે ?
સ્વપ્નમાં શાને સૂતાં રે ?
ભીંતે છે ચિત્રો ચીતર્યાં,
તેના બોલશે શું લક્ષ્મણ રામ રે ?
સ્વપ્નમાં શાને સૂતાં રે ? ૩

* "આશાભર્યાં તે અમે આવિયાં,"—એ રાહ.

મોંઘી છે દેહની દેવડી,
ને તેમાં લાખો જગતની છે ખાણુ રે :
સ્વપ્નમાં શાને સૂતાં રે ?
દ્વારે પડ્યાં રહો શું ચેનમાં,
એના પરખ્યા છે દેવસમ પ્રાણુ રે ?
સ્વપ્નમાં શાને સૂતાં રે ? ૪

ધોયાં નહીં દ્વાર ને ઓટલા,
ને નથી ધોયા એ દેવના મેલ રે ;
સ્વપ્નમાં શાને સૂતાં રે ?
ધ્રૂજે દટાશે દેવ–દેવડી,
તૂટી પડશે એ સ્વપ્નના મહેલ રે :
સ્વપ્નમાં શાને સૂતાં રે ? ૫

આવે પ્રભાતની પાલખી
ને ત્યાંથી ઉતરે રૂડા રવિરાજ રે ;
સ્વપ્નમાં શાને સૂતાં રે ?
પળમાં મહેમાન એવા આવશે
તેને દેશો કેમ આદર આજ રે ?
સ્વપ્નમાં શાને સૂતાં રે ? ૬

વાળી સમાર્યાં નથી આંગણાં,
ને નથી તોરણુ કંઇ બાંધ્યાં બાર રે ;
સ્વપ્નમાં શાને સૂતાં રે ?
ખૂણે પડેલ દેવ ઝૂંરતા,
કેમ ઊઠી કરશો સત્કાર રે ?
સ્વપ્નમાં શાને સૂતાં રે ? ૭

ઊઠો, ઊઠો, ઓ સંસારિયાં !
જશે જોતામાં સ્વપ્નની જાન રે ;
સ્વપ્નમાં શાને સૂતાં રે ?
પુણ્યે દીપાવો દેવ–દેવડી !
પળે આવશે મોંઘા મેહમાન રે :
સ્વપ્નમાં કો ના સૂતાં રે ! ૮



❑ મુકેશ જોષી

૧૦૦

# બોલો રામરામજી !

( પદ—તાલ ત્રિતાલ )

બોલો રામરામજી, બોલો રામરામજી !—(ધ્રુવ)

મટ્ટીમાં ઉગવું, મટ્ટીમાં રમવું :
સર્વ જગતનો ન્યાય ;
મટ્ટીથી જાયું તે મટ્ટીમાં જાશે,
આત્માને લાગે ન લાય :
બોલો રામરામજી ! ૧

પળભર જીવે, ઘડીભર જીવે,
જીવે વર્ષ હજાર ;
કાયાના કીટને અંતે બીજો કો
મટ્ટી વિના નહીં ઠાર :
બોલો રામરામજી ! ૨

કંચન જેવી કાય કહાવે,
સૂરજ જેવાં તેજ ;
એક દિન આવશે મટ્ટીનાં આણાં :
મટ્ટીમાંજ એની સેજ :
બોલો રામરામજી ! ૩

એવી કાયાની શી રે ગુલામી,
  આખર જેનો અંત ?
રામની સાથે રાખે સગાઈ
  આત્મા અમર અનંત :
      બોલો રામરામજી ! ૪

વૈદ્યો હાર્યા ને ઔષધ હાર્યાં,
  કોઈ ન આવે કામ :
ઔષધ અંતે ગંગાજળ ને
  વૈદ્ય તો એકજ રામ ;
      બોલો રામરામજી ! ૫



# જીર્ણ હવેલી

( રાગ જોગીઆ–તાલ દાદરો )

હરિ ! મારી લાખવસાની હવેલી
કેવી આજે જીર્ણ બની ઝૂમાય ;
હતી જેની છાપરી ગગને ચઢેલી,
આજે તેને તળિયે છે તારાના પાય !—(ધ્રુવ)

ચોગમ ચાંદનીથી છે ચણેલી
એની રૂપેરી ભીંત ;
તડકા ટાઢ અને વરસાદે
શોભિત રહેતી અજીત :
જેની આજે ખૂણેખૂણે છે ખસેલી,
ચીરે ચીરે ચાંદની તેની ચુંથાય :
હરિ ! મારી લાખવસાની હવેલી
કેવી આજે જીર્ણ બની ઝૂમાય. ૧

બારીએ તારાના જેવી ચમકારા,
બારણે માણેકની ઝુલ ;
કિરણોના પુંજથી છતને મઢેલી ને
ભીંતે જડયાં મોંઘાં ફૂલ :
તૂટયાં બારણાં, બારી ફટેલી,
નથી આજે છતની રહી કોઈ છાંય ;
હરિ ! મારી લાખવસાની હવેલી
કેવી આજે જીર્ણ બની ઝૂમાય. ૨

એક હતો દીપ ઓરડે ઊંડે,
નહીં મેં ગણ્યો તે વાર :
તૂટ્યાં એ બાર ને ઊડ્યાં તે છપ્પર,
દીપ કરે ઝબકાર !
હરિ ! મારા દીપનો તું જ છે બેલી,
પડું પડું જેની હવેલી તો થાય !
હરિ ! મારી લાખવસાની હવેલી
કેવી આજે સૂની સૂની થતી જાય ! ૮



# અશક્તિ

( રાગ આશાવરી-ત્રિતાલ )

વા ! ક્યાં ચાલ્યા જગ છોડી ? ગાંઠે નહીં એક કોડી.—(ધ્રુવ)

ધાઇ ન જાણ્યું, કમાઈ ન જાણ્યું,
નહીં જાણ્યું ગમ ખાઈ,
ચાહી ન જાણ્યું, સાહી ન જાણ્યું,
નહીં જાણ્યું જગ કાંઇ :
બાવા ! ક્યાં ચાલ્યા જગ છોડી ? ૧

હિંમત છૂટી, કિંમત તૂટી ;
બાંધ્યો ભગવો પટકો ;
છોડી જગના સીધા રસ્તા,
ગલી ગલી શેં ભટકો ?
બાવા ! ક્યાં ચાલ્યા જગ છોડી ? ૨

જોગ વિષે તો જડની પૂજા,
ભોગ વિષે તો મટ્ટી :
જીવતાં તનમાં ખીલા ખટકે,
મરતાં ઊની ભટ્ટી :
બાવા ! ક્યાં ચાલ્યા જગ છોડી ? ૩

ઘર છોડીને ઘરને શોધો,
તરુ છોડીને છાયા ;
નહીં જીતાતી કાયા — માયા,
શું જીતો જગરાયા !
બાવા ! ક્યાં ચાલ્યા જગ છોડી ? ૪

શક્તિ વિના સંસાર જળાવ્યો;
ભક્તિ વિના શાં ભગવાં ?
બળતાં ચાલે બન્ને છેડે,
અદલ કશાં મન ઠગવાં ?
બાવા ! ક્યાં ચાલ્યા જગ છોડી ? ૫



# સંયમ

(રાગ આશાવરી–ત્રિતાલ)

મન મારે તે પક્કા,
જોગી ! મન મારે તે પક્કા. (ધ્રુવ)

જાય હિમાલય, રામેશ્વર કે
જાય બનારસ મક્કા ;
મન તો એનું રાજ કરે ને
પગ તો ખાતા ધક્કા :
જોગી ! મન મારે તે પક્કા. ૧

બારે વટાવી અંદર પેસે,
તોય ન દેખે ડક્કા ;
બાવન અક્ષર પાર છુપાયા
અગમ નિગમના કક્કા :
જોગી ! મન મારે તે પક્કા. ૨

તનને તાવી તાત બનાવે,
રાખે ફક્કમ ફક્કા ;
મન તો હસતું જાય મલકતું,
એ તો ઊંધા સક્કા :
જોગી ! મન મારે તે પક્કા !, ૩

મન છે લાખી, મન છે ખાખી,
મનથી મોક્ષ તબક્કા :
મનની મહા ટંકશાળ મળે તો
અદલ છે છક્કમ છક્કા !
જોગી ! મન મારે તે પક્કા. ૪



# મંદિર



(રાગ કાલિંગડો—તાલ લાવણી)

રેતીમાં મંદિર બંધાવું,
જુઓની નાથ !
રેતીમાં મંદિર બંધાવું.— (ધ્રુવ)

મંદિર બંધાવું, કળશ ચઢાવું,
ગગનની સાથે અથડાવું,
જુઓની નાથ !
ગગનને વીંધી પરકાવું
જુઓની નાથ ! રેતીમાં૦

કંઇ કલ્પનાતુરંગ ઉડાડું ગગન પરે ;
કંઇ સ્વપ્નઝલક ઉતરી હૃદય ને નયન ભરે :
આરસ મંગાવું, મૂર્તિ ઘડાવું,
હીરાની આંખો ત્યાં મૂકાવું,
જુઓની નાથ !
મોતીની માળા લટકાવું,
જુઓની નાથ ! રેતીમાં૦

પળપળ કરૂં હું સાધના ત્યાં મન વિફળ બને,
રહે મૂર્તિ ત્યાંની ત્યાં ને ચક્ષુ ચળવિચળ બને :
ધૂણી ધગાવું, જ્યોતિ જગાવું,
ઝળહળતી જોતામાં બુઝાવું,
જુઓની નાથ !
મારાજ શ્વાસે તે હોલાવું,
જુઓની નાથ ! રેતીમાં૦

સળગાવી જ્યોતિ સૂરજ ચંદ્રની, જગદ્ધરા !
એવી અખંડ મંદિરે પ્રગટાવશું ખરા ?
અંતર ફોડાવું, તારક તોડાવું,
ઝગઝગતી જ્યોતિ ઝળકાવું,
જુઓની નાથ !
જ્યોતિ સમ અદલ હું આવું,
જુઓની નાથ !
નેતિ નેતિ પર ફરી બંધાવું ! રેતીમાં૦



# અંજન



( રાગ માઢ-હીંચ-ત્રિપુટ ) *

ઢૂંઢી ઢૂંઢી વળ્યો હું, કહીં નહીં જડયો તું,
    ક્યારે મળું હું, મારા નાથજી ?
ભરી : દુનિયા ભમી ભમી પાછો પડયો હું,
    ક્યારે પળું હું તારી સાથ જી ?— (ધ્રુવ)

પળપળ પડે મુજ પાય ત્યાં થળથળ બધે બંધન રહ્યાં,
વનવન બને આ ક્રૂર, ને તુજ દૂર નંદનવન રહ્યાં;
ધરણી ખસે નવ પાયથી, ન હઠે દિવાલ દિગંતની,
તનમન વહે ધનરંગમાં, આંખે અજબ અંજન રહ્યાં :

રોઇ રોઇ ધોવાશે, છે તે ખોવાશે,
    ત્યારે દેશે શું તારો હાથ જી ?
ભરી દુનિયા ભમી ભમી પાછો પડયો હું,
    ક્યારે પળું હું તારી સાથ જી ?



* " મન મારું માને નહિ, મનડું ઠરે નહિ, "—એ રાહ.

# અશ્રુવિજય



( રાગ કેદાર—તાલ ત્રિતાલ ) *

રે પ્રભુ ! ક્યાં લગી એમ છુપાશો ?
ક્યાં લગી એમ છુપાશો ?
રે પ્રભુ ! ક્યાં લગી એમ છુપાશો ?
સૃષ્ટિતણાં પડ પડ પાછળ શું
અણગણ યુગ સંતાશો ?
રે પ્રભુ ! ક્યાં લગી એમ છુપાશો ?—( ધ્રુવ )

જરી જરી પડ ખોળું કંઈ, જાણે
અબઘડી ત્યાં દેખાશો :
પડનાં છોડાં મુજ કર મેલી,
પ્રભુ ! શું સરકી જાશો ?
રે પ્રભુ ! ક્યાં લગી એમ છુપાશો ? ૧

ક્વચિત્ ઉષા સંધ્યામાં નિરખું
કર કો તમ છાયા શો :
કરમાંથી તમ મુખને કલ્પું,
તોય ન શું કલ્પાશો ?
રે પ્રભુ ! ક્યાં લગી **એમ** છુપાશો ? ૨

* " મો સમ કૌન કુટિલ ખલ કામી "

જ્યાં જોઉં ત્યાં તમ અદ્ભુત કૃતિના
ઢગલામાં ઢંકાશો ;
એક દિગંત સદા રહે સામે :
નહીં મુજ આંખ સમાશો ?
રે પ્રભુ ! ક્યાં લગી એમ છુપાશો ? ૩

મુજ કીકીના તેજ તપવવા
આંસુ તણાં અમી પાશો ?
તમ મધ્યાહ્નતપ્યાં સત્યોને
પછી શું પૂર્ણ પ્રકાશો ?
રે પ્રભુ ! ક્યાં લગી એમ છુપાશો ? ૪

આંસુ ઉભરશે, સૃષ્ટિ સરકશે,
પછી ક્યાં નાથ ! ભરાશો ?
એક સુભગ પળ અદ્દલ અકળબળ
સ્નેહકરે સપડાશો !
રે પ્રભુ ! આખર તો સપડાશો !
રે પ્રભુ ! ક્યાં લગી એમ છુપાશો ? ૫



# વિજોગી



( પીલુ–તાલ દીપચંદી ) *

જગધર ! જોગી હું ભવભવ ભોગી,
જુગજુગનો હું તો પરમ વિજોગી.
જગધર !— ( ધ્રુવ )

તજી નભ ભરતી અનંતતા તારી,
ફાટી તૂટી મેં આ ઝૂંપડી સ્વીકારી :
જગધર ! જોગી હું૦ ૧

ઝગઝગતા તુજ તારક મહેલો,
પથ્થર શું મુજ અંતર ખેલો :
જગધર ! જોગી હું૦ ૨

ભાળ જડે નહીં તુજ કોઈ દેશે,
ક્યાં ક્યાં ધખાવી ધૂણી મેં આ વેશે :
જગધર ! જોગી હું૦ ૩

હાડ તૂટ્યાં વળી માંસ ગળાયું,
એ દુઃખ તો નહીં જાય કહેવાયું :
જગધર ! જોગી હું૦ ૪

અદલ વિજોગીની જગત જુદાઈ,
જુગજુગ હું તુજ ગુણ રહું ગાઈ :
જગધર ! જોગી હું૦ ૫



* " ઈસ તનધનકી કૌન બડાઈ, "— એ રાહ.

# શરણાઈ

( રાગ પરજ–ત્રિતાલ )

વાગી વાગી અંદર શરણાઇ :
તારે લડવું છે શૂર સિપાઇ ! (ધ્રુવ)

જુગજુગની છે કંચન કાયા,
જુગજુગના છે કોટ બંધાયા ;
તારા દુશ્મનની તોડ દુવાઇ :
તારે લડવું છે શૂર સિપાઇ ! ૧

તું ન જાણે બધું લડવાનું,
એ છે ઘોર પ્રપંચનું થાણું ;
તારો સેનાપતિ કર સાંઇ :
તારે લડવું છે શૂર સિપાઇ ! ૨

તુંને લાગે એ તારાથી જૂદો,
તું તો ચાલે ઊંધો, એ છે સૂધો ;
એ છે શાંત, તું રહે ગભરાઇ :
તારે લડવું છે શૂર સિપાઇ ! ૩

કવિતા (૨૧૦)

એને જાણ્યે તું તો સહુ જાણે,
એને જાણ્યે તું જગત પ્રમાણે ;
એનો દોર્યો લડ તું લડાઇ :
    તારે લડવું છે શૂર સિપાઇ ! ૪

તૂટે ડુંગરા ને ગઢ તૂટે,
તારા દુશ્મનનાં દળ ખૂટે ;
હવે હઠતો ના, જય કર ધાઇ !
    તારે લડવું છે શૂર સિપાઇ ! ૫



## અંતરદૃષ્ટિ

( રાગ બિહાગ–ત્રિતાલ )

પ્રાણ રે, દૃગ તુજ અંદર વાળ !
જે તુજ ભીતર છે તેને તું
જોવા નયણાં ઢાળ !
પ્રાણ રે, દૃગ તુજ અંદર વાળ !— ( ધ્રુવ )

હાડ ચામની આંખો તારી,
તે શું જોઇ શકે બિચારી ?
અંદર બાહર રહે અંધારી :
એ અંધાપો ટાળ !
પ્રાણ રે, દૃગ તુજ અંદર વાળ ! ૧

સૂર્ય જુએ સૌ આપ પ્રકાશે,
તુજ તેજેજ તને ત્યમ ભાસે ;
એ વિણ શું જોવા તું ચહાશે ?
થળથળ અંધની જાળ :
પ્રાણ રે, દૃગ તુજ અંદર વાળ ! ૨

એકજ ઇચ્છા, એકજ આશા,
એકજ આશય, એકજ ભાષા;
અન્ય કશી નવ ધર અભિલાષા;
અન્ય આળપંપાળ :
પ્રાણ રે, દૃગ તુજ અંદર વાળ ! ૩

જે તુજ ભીતર છે તે તારૂં,
જો તારૂં, તો નહીં અંધારૂં;
એ જોતાં છે નિત્ય સવારૂં,
એજ અદલ સંભાળ !
પ્રાણ રે, દૃગ તુજ અંદર વાળ ! ૪



# જહાંગીરી

( હીંચ )*

જોગીની જહાંગીરી જાણે કો, નાથજી ?
તપસીનાં તપની કો વીરતા કથે ?
સંસારની સાથે એણે લીધાં કેસરિયાં,
માયાનાં સૈન્ય શું એ એકલો મથે :
જોગીની જહાંગીરી૦ ૧

કીધી કપાળે જગતશોણિતની ટીલડી,
દેહે વિભૂતિ ભવ બાળી ભરી ;
દીધું જળાવી નિજ જીવનને યજ્ઞમાં,
ચાલ્યો સંગ્રામે દિલ કફની કરી :
જોગીની જહાંગીરી૦ ૨

વસમાં કીધાં એણે વહાલાંનાં વહાલને,
ઘોળી ઘોળી એણે વિખડાં પીધાં,
અંગેથી વાઘા ઉતારી જગતેજના
ઊંડા અંધારનાં ભગવાં લીધાં :
જોગીની જહાંગીરી૦ ૩

આશા—નિરાશાને ઘાલી છે પેંગડે,
બાંધી છે કામનાને ખોગીર પરે ;
જોગે ઝૂકાવે એવો જોગી મનઘોડલે,
સતનું ખાંડું હાથે ઝગઝગ કરે !
જોગીની જહાંગીરી૦ ૪

* " પાલવડો મારો મેલો મોહનજી, મારગડે મને જાવા દિયો,"—એ રાહ

ઘેરી ઘેરી રહે દુશ્મનનાં જૂથડાં,
આત્મા અડગ એનો વચ્ચે ઝૂઝે;
જગમાં અલખ રણહાક એની ગાજતી:
દેવનાં સિંહાસન સ્વર્ગે ધ્રૂજે!
જોગીની જહાંગીરી૦ ૫

એ રે જોગીએ જીત્યાં તનમનનાં કોટડાં,
જીત્યાં બ્રહ્માંડ એણે દમમાં ઘુંટી;
મૃત્યુ નિચોવી પીધા અમૃતના ઘુંટડા:
એ રે જોગીએ લીધો હરિને લૂંટી!
જોગીની જહાંગીરી૦ ૬

વાજે છે દેવતાનાં દુંદુભિ સ્વર્ગમાં,
વરસે છે દુનિયામાં રસની ઝડી:
ધન્ય હો જોગીની જહાંગીરી, નાથજી!
જગને કલ્યાણની બુટ્ટી જડી!
જોગીની જહાંગીરી૦ ૭



# ત્યાગ

( ૫૬ ) *

જોગી ! જગને લીધું જોઇ કે રે ?
જોઈ જગની ઝાકઝમાલ જો ?
જોયાં જગમાં પુણ્યો પાંગર્યાં રે ?
જોયા કર્મ તણા કંઇ ફાલ જો ?
પ્રભુ જોવા છે મીંચવી આંખડી રે. ૧

રવિ ઉગવા બીડે નભ પાંખને રે,
અમી વરસવા ઘન ઘેરાય જો ;
ઢાંક ઉઘાડ રહ્યાં અદ્‌ભુત ઘણાં રે
જગની જાદુઇ ડબ્બીમાંય જો !
ફળ પામે તે જાણે જોગવી રે. ૨

એક ફાડે છે મદભર મોહની રે,
લાખેણી લીલાના લાડ જો ;
એક ફાડે અંધાર ડરામણા રે
બીડંતા પ્રભુધામ કમાડ જો :
જોગી ! અંધારા પ્રભુપંથ છે રે. ૩

* " ઓધવ એક વાર ગોકુળ સંચરો રે,"—એ ચાલ.

ચાલો ચાલો તોય ન ખૂટતા રે,
લાગે વેંતભર્યાં બસ દૂર જો;
પળપળ કળણે પગ રહે ખુંચતા રે,
દિશદર્શનમાં તો નિજ નૂર જો :
એવા પ્રભુપથે છે ચાલવું રે. ૪

કટકે કટકે વસ્ત્રો તૂટશે રે,
પડશે કૈંક ઉઝરડા અંગ જો;
ખોશે નૂર નયન અંધારમાં રે,
થાકી ઢળશે પાય અપંગ જો :
ઘડી ત્યાં ડગમગતું મન ડોલશે રે. ૫

નહીં કો સાથી, નહીં કો ભોમિયા રે;
છૂટી પડશે સઘળાં વાટ જો;
એક દિશા ને એક નિશાન છે રે,
એકજ શ્રદ્ધા બાંધી ગાંઠ જો :
છે તો સર્વ, નહીં તો કંઇ નહીં રે! ૬

જોગી, જોજે વસમી વાટ છે રે,
કરવું પડશે સઘળું ત્યાગ જો;
પ્રભુ માગે તો છે અંધાર આ રે,
એ ફાડે નહીં લીલાભાગ જો :
પ્રભુ માગે તો તજ પ્રતિબિંબને રે! ૭

જોગી ! જગને લીધું જોઇ કે રે ?
ત્યાગ્યા સૌ લીલાના લાડ જો ?
જોગી સ્વીકાર્યાં અંધાર કે રે ?
જા, ખુલશે પ્રભુધામ કમાડ જો !—
    પ્રભુ ભર તેજે ભરશે આંખડી રે. ૮

જાદુઇ ડબ્બી ખુલશે ત્યાં ફરી રે,
અદ્‌ભુત થાશે ઢાંકઉઘાડ જો :
રેલાશે લીલા પ્રભુપાદમાં રે :
જોગી ! કર તુજ કળે લગાડ જો !
    પ્રભુ મળશે, ને ત્યાગ્યું સૌ મળે રે ! ૯



# ચિંતા

( રાગ જોગી આશાવરી—ત્રિતાલ )

મનવા ! ચિંતા તારે કશી ?
તારૂં ઉગ્યું ઉગી લે હસી !— ( ધ્રુવ )

રોનારાંની રાત બધી ને
હસનારાંનો દ્હાડો ;
કોણ હસે, ને કોણ રૂવે ; છે
ખલક પલકનો અખાડો : મનવા૦

ચિંતા તારે હોય કદી તો
ચિંતા તારાં ચિતની ;
અંતરયામી તારો ઉતરશે,
વાતજ એ તુજ હિતની. મનવા૦

ઉગે, ખીલે, ને આથમે જો આ
ક્રોડો જગના તારા ;
જે આંગળી દોરે એ સૌને,
તેને કો ન ચકારા. મનવા૦

# ભરતી

( રાગ ખમાચ–તાલ દાદરો ) *

આજ મારે અંતરે શી ભરતી આ ભરાય રે !
ભરતી આ ભરાય પ્રભુની ધૂન ત્યાં મચાય રે.—
આજ૦

ઊર્મિ ઊર્મિ ઊઠતી ત્યાંય, ધસતી ધસતી પૂઠે ધાય ;
હૃદયને કિનારે આવી અથડી ઘુંઘવાય રે :
આજ૦

ખડક ખડકમાં છવાય, ધડક ધડક હૃદય થાય ;
હાર હાર અમિત આવી દે ડુબાવી માંહ્ય રે :
આજ૦

સિંધુ સિંધુ ગહન ગાય, પવન પવન નાદ વ્હાય ;
બિંદુ બિંદુ સુર સમાય, ભરતીમાં ભીંજાય રે.
આજ૦

પાળ પાળ તૂટતી કાય, પ્રાણ પ્રાણ ભરતી છાય,
પ્રભુની ધૂન–ધૂનમાંય અદલ ગરક જાય રે !

આજ મારે અંતરે શી ભરતી આ ભરાય રે !



* " આજ શ્યામ મોહે લીનો બાંસરી બજાયકે, "–એ રાહ.

# આનંદ

( ખમાચ-તાલ ધુમાલી ) *

હરિવર મારા ! આજ ઉલટતી
રસમસ્તીમાં ગાઉં રે;
અંતર ને નસનસ ઉભરાતા
આનંદે અકળાઉં રે !—( ધ્રુવ )

મુઠ્ઠીભર આ અંતર મારૂં
વધતાં વિશ્વે છાઉં રે,
તુજ બ્રહ્માંડ પડે આ નાનું,
ક્યાં જઇ આજ સમાઉં રે ?
હરિવર મારા ! ० ૧

રાઇકિણ શી કીકી મારી,
તે શું જગ ફેલાઉં રે,
દિશદિશ ડુબતી જાય ઉતરતી,
છલકે હું છલકાઉં રે :
હરિવર મારા ! ० ૨

આંખો મીંચી સ્વર્ગ દખાવું,
ઉઘડતાં ઉભરાઉં રે,
ઝળતી જ્યોત બધે સળગાવું,
ભડકે સભર ભરાઉં રે :
હરિવર મારા ! ० ૩

* " જીભલડી રે તને હરિગુણ ગાતાં, "—એ રાહ.

નયને ફૂટે કોટિક તારા,
તેમાં ઝળઝળ થાઉં રે :
સ્વર્ગંગા ઉછળે મુજ ઉરથી,
રસતેજે રેલાઉં રે :
હરિવર મારા ! ૦ ૪

અણુનો આજ વિરાટ થયો છું,
થળથળમાં પથરાઉં રે :
અનંતતાને આત્મ સમાવી
અનંતતામાં જાઉં રે :
હરિવર મારા ! ૦ ૫

વ્યોમવિશાળાં બ્રહ્મશિખર પર
બ્રહ્મભર્યો ઝૂલાઉં રે ;
ઓ હરિવર ! તુજ જગ છે નાનું,
ક્યાં જઇ અદલ સમાઉં રે ?
હરિવર મારા ! ૦ ૬



# પધરામણી



( રાગ જોગીઆ-તાલ દાદરો )

મારે ઘેર બેઠાં આવી ગંગા,
હવે મારે તીરથનું શું કામ ?
મારે મન છે ખડા અડબંગા,
હવે મારે કેવાં રહ્યાં ધનધામ ?

પ્રભુ મારે ઓટલે આવીને બેઠા,
બેઠા સંત મહંત ;
તેત્રીશ કોટિયે દેવતા બેઠા :
ગડબડ આ શી અનંત ?
આ શાં ચાલે છે મસ્તી ને દંગા ?
પ્રભુ ! મારૂં રંકનું તૂટ્યું આ ઠામ :
મારે ઘેર બેઠાં આવી ગંગા,
હવે મારે તીરથનું શું કામ ? ૧

પ્રભુ કહે, મારા ભક્તો ત્યાં આવી
આપે મને બહુ ત્રાસ ;
આપું આપું તોય પળપળ માગે,
ખાવા ન દે જરી શ્વાસ :
એવા હાલ છે મારા કઢંગા,
અહીં જરી આવ્યો લેવા આરામ ;
મારે ઘેર બેઠાં આવી ગંગા,
હવે મારે તીરથનું શું કામ ? ૨

ઓ રે પ્રભુજી ! હું રંક શું આપું,
મેં આપી દીધું મુજ સર્વ ;
ભક્ત તમારા મોટમોટા સૌ
રાખે તમારો ગર્વ :

ખાલી ઝૂંપડીએ શા અડંગા ?
પ્રભુ ! મેં ન માગ્યું કશું તમ આમ :
મારે ઘેર બેઠાં આવી ગંગા,
હવે મારે તીરથનું શું કામ ? ૩

પ્રભુ કહે, તેં ન માગ્યું કશું, એવી
રાખી તેં તુજ-મુજ ટેક ;
અંતર તારું છે સ્વર્ગથી મોટું,
ના બીજે સમાઉં હું એક !

એવા બેઠા બની અડબંગા
પ્રભુ મારે હૈયે કરી વિશ્રામ :
મારે ઘેર બેઠાં આવી ગંગા,
હવે મારે સ્વર્ગતણું શું કામ ? ૪



# સાહેબાની નાવડી

(હીચ) *

પૂર્વે પ્રભાત આ પલકે, પ્રવાસી હો !
સૂર્યના શઢ ધીમે ધીમે ખુલે;
ઝીણી ઝીણી મારા સાહેબાની નાવડી
ઝૂલતી દિગંતમાં નયને હુલે :
પૂર્વે પ્રભાત આ૦ ૧

ઊંચે ઊંચે ઊડે પંખી, પ્રવાસી હો !
સૂર્યના શઢ પર ચંચુ ભરે;
ધીમી ધીમી મારા સાહેબાની નાવડી
સૂર્યની ભીંત આડી તરતી સરે :
પૂર્વે પ્રભાત આ૦ ૨

થાક્યો પાક્યો હું તો આવ્યો, પ્રવાસી હો !
કાળી તે રાતડી પાછળ પડી :
ઘેરી ઘેરી મારા સાહેબાની નાવડી
ખુલતી દિગંતમાં નજરે ચઢી :
પૂર્વે પ્રભાત આ૦ ૩

* "પાલવડો મારો મેલો મોહનજી, મારગડે મને જાવા દિયો,"—એ રાહ.

પાછળ છે આખી આ પૃથ્વી, પ્રવાસી હો !
સામે આ સિંધુ છે સભર ભર્યો :
ઓ રે દિસે મારા સાહેબાની નાવડી !
ઓ રે દિગંતનો જ્યોતિ નર્યો !
પૂર્વે પ્રભાત આ૦ ૪

પડતા ખડતા ભૂલ્યા પંથે, પ્રવાસી હો !
આવ્યા છે વાટના વિસામા હવે ;
આવે આવે મારા સાહેબાની નાવડી,
લેશે ઉપાડી થાક્યા આત્મા ભવે ;
પૂર્વે પ્રભાત આ૦ ૫

વાટે વળ્યાં કંઈ પોટલાં, પ્રવાસી હો !
આજે કિનારે આ પડતાં મૂકું ;
ઝીણી હલેતી મારા સાહેબાની નાવડી
રંગે આ સાગરે ચઢતાં ચૂકું !
પૂર્વે પ્રભાત આ૦ ૬

કાંઠે પ્રકાશપાટ નાખ્યો, પ્રવાસી હો !
અંદર લેવા કર સાહેબો ધરે ;
હુલે ઝુલે મારા સાહેબાની નાવડી:
જાગું કે ઊંઘું ? મને સ્વપ્નાં સરે !
પૂર્વે પ્રભાત આ૦ ૭

જોજો, જોજો, મારા પ્યારા પ્રવાસી હો !
ધરજો આ હાથ મારો, ચઢતાં ડરૂં ;
પુણ્યે જડી તું મારા સાહેબાની નાવડી,
ઓ રે સાહેબા ! તારી ઓથે તરૂં :
પૂર્વે પ્રભાત આ૦ ૮



# આવ રે હોડીવાળા!

( રાગ આશાવરી-ત્રિતાલ )

મારે જાવું પેલી પાર રે, હો આવ રે હોડીવાળા!
તારી હોડી લાવ કિનાર રે, હો આવ રે હોડીવાળા!—(ધ્રુવ)

અણગણ્યુ યુગ કંઇ વનવન ઢૂંઢ્યાં,
ઢૂંઢ્યા દેશવિદેશ ;
નહીં મુજ મનની મૂર્ત્તિ મળી કહીં ;
શમ્યો ન મુજ મન ક્લેશ :
મારે એક રહ્યો આધાર રે, હો આવ રે હોડીવાળા!
મારે જાવું પેલી પાર રે, હો આવ રે હોડીવાળા! ૧

મોતી વરસતાં ઝાકળ જેવું
કંઈ કંઇ પકડું હાથ :
એ નહીં, એ નહીં, કહી મૂકી દઉં,
નહીં કંઇ રહે ઉર સાથ :
મારા ઉરનો તાપ અપાર રે, હો આવ રે હોડીવાળા!
મારે જાવું પેલી પાર રે, હો આવ રે હોડીવાળા! ૨

આ પારે છે કંઇ નહીં મારૂં,
મારૂં કહ્યું દૂર થાય ;
મોજાંની છલકે છંટાતાં
નહીં કંઇ પાર પમાય :
પેલા ઝબકે ત્યાં ઝબકાર રે, હો આવ રે હોડીવાળા !
મારે જાવું પેલી પાર રે, હો આવ રે હોડીવાળા ! ૩

આ પારે કે તે પારે પણ
મારે એકજ વાત :
મુજ અંતર સ્વામી પડકારે—
ઓ આવું મુજ નાથ !
મને જલદી પાર ઉતાર રે, હો આવ રે હોડીવાળા !
મારે જાવું પેલી પાર રે, હો આવ રે હોડીવાળા ! ૪



# અધીરાઇ

( રાગ માઢ-તાલ દાદરો )

મારૂં જીવન આ વહી જાય,
મતીલા ! તેં તો વાલ્યો રે. ( ધ્રુવ )

ઉગતા પ્રભાતથી ઊભો ખડો આ
હંસલો સરવરતીર ;
પહોર વીત્યા ને સાંઝ પડી, તારા
વીત્યા વાયદા વીર !
મતીલા ! તેં તો વાલ્યો રે. ૧

પૂર્વ અટારીએ ઉઘડે દિગંત ત્યાં
પડતા નિરખું પદરંગ :
આવે, આવે, જરી હાસ્ય સરે ત્યાં
આશ બને મુજ ભંગ :
મતીલા ! તેં તો વાલ્યો રે. ૨

સંધ્યા પથારી પાથરે, ને
ગુંથે રવિકર ફૂલ ;
હસતા જાગે તારલા, મારે
હૈયે વાગે શૂળ !
મતીલા ! તેં તો વાલ્યો રે. ૩

લાંબા પંથ આશા તણા, ને
લાંબા નભના પાટ ;
લખ ચોર્યાસી જન્મ વહે એવી
લાંબી લાંબી તારી વાટ !
મતીલા ! તેં તો વાહ્યો રે. ૪

વાટ જોતાં તન તૂટયાં તરલ ને
ખૂટયાં નયને નીર :
વેગ, રે વેગ અદલ, આ તે કેવી
યુગયુગભર તારી ધીર !
મતીલા ! તેં તો વાહ્યો રે ૫



# નવલા દેશ

( ભાઢ–તાલ દાદરો )

મારા પ્રાણપંખી ! શા ક્લેશ રે ?
જોની, ઉઘડે આ નવલા દેશ ! ( ધ્રુવ )

ઊંડી ઊંડી ઠરી આંખ આ ચમકે,
ઉપડે ઊંડા ઉદ્દેશ ;
આવે આવે ને આ જાય અંધારાં, ને
થાય નવાજ ઉજેશ રે :
જોની, ઉઘડે આ નવલા દેશ ! ૧

ક્યાં રહેશે ધગતાં એ સિંધુ ને ધરણી,
ક્યાં રહેશે મંદિર ને ગોખ ?
એકજ ટાણું આ નવસેં નવાણુંમાં
જીવતો કો પામે જોખ રે :
જોની, ઉઘડે આ નવલા દેશ ! ૨

ધીમા ધીમા આવે વાયરા ને
મીઠી મીઠી લાગે લહેર ;
ઊનાં કપાળ આ શીતળ થાશે,
શમશે સૌ દેહનાં ઝેર રે :
જોની, ઉઘડે આ નવલા દેશ ! ૩

કડવું કડવું આ જીવન જગનું ને
કડવી છે દુઃખની વાત ;
મીઠાં મીઠાં એમાં સ્વર્ગનાં સ્વપ્નાં ને
મીઠી છે ધર્મમિરાત રે :
જોની, ઉઘડે આ નવલા દેશ ! ૪

સૂર્યના રંગોમાં પાંખો છે બોળી,
રજનીનાં ચૂંટયાં છે ફૂલ :
પ્રાણપંખી ! હજી ઊંચાં છે ઊડવાં, હો !
ગાવા ગાન અમૂલ રે :
જોની, ઉઘડે આ નવલા દેશ ! ૫

દિશ દિશ કેરી છૂટે છે દોરી ને
ઉપડે આ પડદા અનેક;
આભની પાછળ આભ અનંત શાં
ખુલી રહ્યાં દૂર છેક રે :
જોની, ઉઘડે આ નવલા દેશ ! ૬

જૂના જૂના રહેશે જોગ સૌ પૂંઠે,
સૂની સૂની થશે વાટ :
એક કિરણ ઝણુકાતું ખીડાતું આ
દેખાડે દૂરના ઘાટ રે :
જોની, ઉઘડે આ નવલા દેશ ! ૭

---

કવિતા (૨૧૦)

---

# પીડિતોનાં ગીતો






સૌરાષ્ટ્ર પુસ્તકમાળા પુસ્તક ત્રીજું

સ્વ. કવિ નર્મદને

શતાબ્દિ ઉત્સવને અવસરે

સ મ ર્પ ણ

# શુદ્ધિ

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬ | ૩ | શીરે | શિરે |
| ૬૫ | મથાળું | નિભર્ય | નિર્ભય |
| ૭૭ | ૧૧ | સહસ્ર | સહસ્ત્ર |
| ,, | ૧૨ | અહિંસ્ર | અહિંસ્ત્ર |

# નિ વે દ ન

'સૌરાષ્ટ્ર' તથા 'ફુલછાબ'માં પ્રગટ થઇ ગયેલાં ગીતોનો આ સંગ્રહ છે. 'સોના-નાવડી' 'કુમાર'માંથી, 'વિરાટ-દર્શન' 'સત્યની શોધમાં' નામના પુસ્તકમાંથી, અને 'નિર્ભય' 'ગુજરાત' માસિકના ટાગોર-અંકમાંથી લીધાં છે. એક જ હાથની એ બધી કૃતિઓ હોવાને કારણે એકત્ર સંઘરી છે.

નાળિયેરી પૂર્ણિમા :
સં. ૧૯૮૯

પ્રકાશક

# અ નુ ક્ર મ



* આ નિશાનીવાળાં ૯ ગીતો પરભાષામાંથી ઉતારેલાં છે. બાકીનાં ૧૮ ગીતો સ્વતંત્ર રચેલાં છે.

# કોદાળીવાળો

વળેલો, કેડ્ય ભાંગેલો, સૈકાના દુઃખભારથી;
ઉભો છે ટેકવી કાયા, કોદાળી કરમાં લઇ.

ઉંડા ડોળા ધગ ધગ થતી ભોંયમાં શું જુવે છે!
મોઢે એને શત યુગ તણી શૂન્યતા ઘૂઘવે છે.
ગાલે ચીરા : નયન ફરતી દાઝ કાળી પડેલી;
સૈકાઓના સિતમઢગલે કેડ્ય વાંકી વળેલી.

વ્યર્થ એને હસાવો ના! હસી એ શકશે નહિ;
નથી એને રહ્યાં આંસુ : રડી એ શકશે નહિ.

કોણે એનાં હૃદય કચર્યાં હાસ્ય ને અશ્રુ બેઉ?
કોણે એને જડ બળદનો મૂઢ બંધુ બનાવ્યો?
કોણે એનું કઠણ જડબું હુચમચી ખેડવેલું
બુદ્ધિ કેરો વિમળ દીવડો હાય, કોણે બુઝાવ્યો!

સાત સિંધુ તણી પાળ્યે, સામ્રાજ્યો ચણનાર એ!
પ્રભુએ શું ઘડી દીધા આ સૌ માનવ-પત્થરો!

"બાંધી એની શબ-નિસરણી શોધજો આભ-તારા !
"સીંચી એની રૂધિર-ઝરણી રોપજો ગર્વ-ક્યારા !
"એની પીઠે ખડકી ખડકી તોપ, સૈન્યો, જહાજો,
"જીતો પૃથ્વી ! કતલ ચલવો !" બોલ એ શું પ્રભુનો ?

સ્વર્ગનાં અભ્ર-શૃંગોથી દોજખી તળીઆ લગી;
નિહાળો : કો નથી સૃષ્ટિ વધુ ભીષણ આ થકી.

ભુખ્યા એના જઠર મહીં છે દેવતા—માત્ર બિન્દુ:
જ્યાંથી થોડે દિન પ્રગટશે વિશ્વવ્યાપી હુતાશ.
એ આંખોનાં અતલ ગરતે છૂપિયા સપ્ત સિંધુ,
જેની છોળે ગગનરમતા મ્હેલ હોશે વિનાશ.

નથી બંકી છટા એ તો, ભાંગેલી એ કેડ્ય છે;
સદીઓના સિતમ-ભારે હાંફતો હાડ-પુંજ છે.

કાળે એની કરુણ કથની કોતરી એ વળાંકે;
ડોકાયે છે કંઈ દુઃખયુગો એ ઉંડી કંદરામાં.
એ કદ્રૂપી શિકલ નિજ ઓળા મહીં ચિત્ર આંકે-
'હૂ હૂ ! હૂ હૂ !' શબ્દ કરતી જાગતી દીન-જાતિ.



## કેદીનું કલ્પાંત

ઉંચી ઉંચી ડાળના લીંબડા હો ભાઇ!
ઉંચી ઉંચી ડાળના હો લીંબડા!
મારે તું વિના ન કોઇની સગાઇ રે
જેલનાં જીવન એવાં.

લાખ લાખ પાંદ તારી આંખડી હો ભાઇ!
લાખ લાખ પાંદ તારી આંખડી;
મારા ગામ તણી સીમડી કળાય રે?—જેલનાં૦

મહીસાગર તીર મારાં ખોરડાં હો ભાઇ!
મહીસાગર તીર મારા ખોરડાં;
એની ઓસરીએ ચાંદની ચળાય રે—જેલનાં૦

ઘરની ધણીઆણી મારી ફાતમા હો ભાઇ!
ઘરની ધણીઆણી બીબી ફાતમા;
જોજે, ખેતર ગઇ છે કે કુવા માંય રે—જેલનાં૦

કાસદ કરી મેલ્ય એક કાગડો હો ભાઇ,
કાસદ દઇ મેલ્ય કાળો કાગડો;
મને એક વાર હળી મળી જાય રે—જેલનાં૦

ત્રણ ત્રણ મહિનાની મુલાકાત છે હો ભાઇ!
ત્રણ ત્રણ મહિનાની મુલાકાત છે;
ઝીણી જાળીઓ આડેથી વાતો થાય રે—જેલનાં૦

કે'જે, સીવડાવે નવાં પગરખાં રે ભાઇ!
કે'જે સીવડાવે નવાં પગરખાં;
એના તળીઆમાં રૂપૈયા રખાય રે—જેલનાં૦

રૂપીઓ દેવો પડે સપાઇને રે ભાઇ!
રૂપીઓ દેવો પડે સપાઇને;
નથી દેતા તો ચામડાં ચીરાય રે—જેલનાં૦

પંદર મીલેટના મેળાપ છે રે ભાઇ!
પંદર મીલેટના મેળાપ છે;
ભુંડી! જાળવજે રોઇ ના જવાય રે—જેલનાં૦

રોશું તો પડશે મને ધોકલા રે ભાઇ!
રોશું તો પડશે ધીંગા ધોકલા;
તારી નજરૂં સામે એ નૈ સહાય રે—જેલનાં૦

મરિયમ નાની છે મારી દીકરી રે ભાઇ !
મરિયમ નામે છે ડાહી દીકરી;
એને કે'જે જાળીને ન અડકાય રે—જેલનાં૦

મરિયમની કૂણી કૂણી આંગળી રે ભાઇ !
મરિયમની કૂણી કૂણી આંગળી;
એને ટેરવે અડું તો સજા થાય રે—જેલનાં૦

મરિયમને દૂરથી બકા કરૂં રે ભાઇ !
મરિયમને દૂરથી બકા કરૂં;
તો તો જેલર ખારો થઇ ખીજાય રે—જેલનાં૦

પૂછીશ ના સુખદુ:ખની વાતડી રે ભાઇ !
પૂછીશ ના ભીતર તણી વાતડી;
મારાં માફી તણાં દનૈયાં કપાય રે—જેલનાં૦

બરધીઆને કાંધ હવે કેમ છે રે ભાઇ !
(મારા) બરધીઆને કાંધ હવે કેમ છે ?
રે'તા ભૂખ્યા કે રાતના ધરાય રે ?—જેલનાં૦

અરધાં ભૂખ્યાં તમે ભલે રહો રે ભાઇ !
અરધાં ભૂખ્યાં તમે ભલે રહો;
મારા બરધીયાની સાર લ્યો સવાઇ રે—જેલનાં૦

વેચો વળીઓ ને વેચો વાંસડા હો ભાઇ !
વેચો વળીઓ ને વેચો વાંસડા;
મારા ખરધીયાને વરસ બે જીવાડ્ય રે—જેલનાં૦

ફટકા ફાંસીનું શીખું કામ જો હું ભાઇ !
ફટકા ફાંસીનું ખુરૂં કામ જો;
વધે માફી વળી રૂપૈયા રળાય રે—જેલનાં૦

(પણ) બદનામી થાય આખી જેલમાં હો ભાઇ !
બદનામી થાય આખી જેલમાં;
પીર દાવલશા સોણુલે ભળાય રે—જેલનાં૦

ધોળી માફી ને ધોળ્યા રૂપૈયા હો ભાઇ !
ધોળી માફી ને ધોળ્યા રૂપીઆ;
વરસ બે તો વહી જાશે પલક માંય રે—જેલનાં૦



# શૌર્યવતીના વિલાપ

: ઢાળ :

"ધન્ય હો ધન્ય જ પૂણ્ય પ્રદેશ
"અમારો ગુણીઅલ ગુર્જર દેશ"

કંથનાં કોમળ દિલ ક્યમ કર્યાં!
પ્રભુ! શીદ કાયર ભાવો ભર્યાં!

મહા જ્વાલામુખી જ્યમ બૂઝાય,
સિંધુજળ ઠરી ઠરી થીજી જાય,
આભથી તારક-મંડળ ખરે,
હીમગિરિ શૃંગેથ ઉથલી પડે,
નિહાળી ગગનપતિની આંખ
ગરૂડ સંકેલી બેસે પાંખ;
ગાઢ એહવાં હૈડાં પિયુનાં આજે ડગમગ થાય.
ગગન લગી ગજવેલાં એનાં શૌર્ય-ગાન શોષાય-

કંથનાં કોમળ દિલ ક્યમ કર્યાં!
પ્રભુ! શીદ કાયર ભાવો ભર્યાં!

રાખતો સદા રાતુડાં નેન,
ભર્યાં ભરપૂર કલ્પના-ઘેન,
વીંઝતો જહીં વાણુ-સમશેર,
ઉમટતા રણુરસિયાના ઘેર;
મનાયો મહા શૌર્ય-ચકચૂર,
મદોન્નત મેંગળ ગાંડોતૂર.

તારાં તપ ડોલાવણુ પાપી કોણુ હૃદયમાં જાગે!
રોમ રોમ મુજ લજ્જિત દેહે ઝળળળ ઝાળો લાગે!

પિયુનાં પોચાં દિલ કાં કર્યાં!
પ્રભુ! ક્યમ કાયર ભાવો ભર્યાં!

લલિત લાગણીઓના લલકાર
છોડ : ખંજરી બજાવે કાળ,
ચોયદિશ યુદ્ધ-ધખારા ઝરે,
પુષ્પ શા માત-બેટડા મરે,
મોજ શે સૂઝે તને મસાણુ?
આગ બિચ ક્યમ ગમતી ફુલ-લ્હાણુ?

રસતરસ્યા! એ મધુ-રજનીને આજ ન સંભારાય;
પ્રલયદેવનાં ડહકત ડમરૂ : ત્યાં મુજ મનડું ધાય.

કંથના કોમળ દિલ ક્યમ કર્યાં!
પ્રભુ! શીદ કાયર ભાવો ભર્યાં!

દેખી ઘનઘટા મોરલો ધાય,
ગગન કડકડે તેમ મલકાય,
વીજના વજ્ર-ઘાવ વરસંત,
પંખી ત્યમ અધિક મસ્ત હર્ષન્ત,
ઢેલડી એહ રૂપ પર ઢળે,
ટહુકતી પ્રણય-વારણે લળે:

હું ય એજ ટહુકાર અંતરે ભરી જોઉં છું વાટ;
રુદ્ર-રૂપ વહાલમજી તારાં તલખું વરવા માટ;

કંથનાં કોમળ દિલ કાં કર્યાં!
પ્રભુ! શીદ કાયર ભાવો ભર્યાં!

## શિવાજીનું હાલરડું

આભમાં ઉગેલ ચાંદલો ને જીજીબાઇને આવ્યાં બાળ,
બાળૂડાને માત હીંચોળે
ઘણુણુણુ ડુંગરા બોલે!

શિવાજીને નીંદરૂં નાવે
માતા જીજીબાઇ ઝૂલાવે.

પેટમાં પોઢીને સાંભળેલી બાળે રામ લખમણની વાત,
માતાજીને મુખ જે દિ'થી
ઉડી એની ઉંઘ તે દિ'થી.

પોઢજો રે મારાં બાળ! પોઢી લેજો પેટ ભરીને આજ,
કાલે કાળાં જુદ્ધ ખેલાશે
સૂવા ટાણું ક્યાંય નૈ રે'શે.

ધાવજો રે મારાં પેટ! ધાવી લેજો ખૂબ ધ્રપીને દૂધ,
રે'શે નહિ રણઘેલૂડા!
ખાવા મૂઠી ધાનની વેળા.

પે'રી ઓઢી લેજો પાતળા રે! પીળાં લાલ પીરોજી ચીર,
કાયા તારી લોહીમાં ના'શે
ઢાંકણ તે દિ' ઢાલનું થાશે.

ઘૂઘરા, ધાવણી, પોપટ-લાકડી ફેરવી લેજો આજ;
તે દિ' તારે હાથ રે'વાની
રાતી બંબોળ ભવાની.

લાલ કંકુ કેરા ચાંદલા ને ભાલે તાણજો કેસર-આડ્ય;
તે દિ' તો સીંદૂરીઆ થાપા
છાતી માથે ઝીલવા બાપા!

માત પિતા ચોડે ચૂમીઓ રે બાળા! ઝીલજો બેવડ ગાલ!
તે દિ' તારાં મોઢડાં માથે
ધૂંવાધાર તોપ મંડાશે.

આજ માતાજીની ગોદમાં રે તુંને હુંફે આવે આઠ પો'ર,
તે દિ' કાળી મેઘલી રાતે
વાસું ટાઢા મોતના વાશે.

## હાલરડું

[ ખેડુતની સ્ત્રી ખાંસીના રોગમાં પીડાતા બાળને હીંચોળતી ગાય છે. ]

*

ખાંસી ખા મા રે !
ખાંસી ખા મા !
ઉંચે સાદે ઉધરસ ખા મા રે !
ખાંસી ખા મા !

શેઠીયો સાંભળશે તો ભાડા સારૂ બાઝી મરશે,
દીકરા ! તું દુશમન થા મા રે ! ખાંસી ખા મા !

સંધીડો સાંભળશે તો લેણા સારૂ લોહી પીશે,
કળથી નથી ખેતરામાં રે ! ખાંસી ખા મા !

આખો દા'ડો ધાવું ! ધાવું ! ભૂખ્યાં ધાવણ ક્યાંથી લાવું ?
શું ચૂસતો ચામડામાં રે ! ખાંસી ખા મા !

વેદના જો ન ખમાતી, દબાવી રાખવી છાતી,
'મામ ! મામ !' કહી માથું ખા મા રે ! ખાંસી ખા મા !

ભૂખથી તો રોગ જાવે, મીઠી મીઠી નીંદર આવે,
ઘોંટાઇ રહે ઘોડિયામાં રે! ખાંસી ખા મા!

મા'જન દેતા ધરમાદા, તો યે શેનાં મરો માંદાં!
પુરવે કર્યાં પાપ-કામાં રે! ખાંસી ખા મા!

લીલા પીળા સીસામાંથી, ઝીણા મોટા આંકા માપી,
દવા પાય દાગતર મામા રે! ખાંસી ખા મા!

ઓસડ સાટુ આઠ આના, આપ્યા એને છાનામાના,
મૂકશે નળી કાળજામાં રે! ખાંસી ખા મા!

બાપો તારો તારે પાપે, પાણા-ખાણે પાણા કાપે;
નુરીયો લખે ખોટાં નામાં રે! ખાંસી ખા મા!

ફૂડીઆએ દાડી કાપી, ઘાસેલી બેઆની આપી;
માજીસ્ટ્રેટ એની વહુના મામા રે! ખાંસી ખા મા!

ઉંચે સાદે ઉધરસ ખા મા રે!
ખાંસી ખા મા!
મારી રે વિપદના વિસામા રે!
ખાંસી ખા મા!
ખાંસી ખા મા રે!
ખાંસી ખા મા!

## કેમ ગમે ?

ધરતીને પટે પગલે પગલે
મુઠી ધાન વિના નાનાં બાળ મરે,
પ્રભુહીન આકાશેથી આગ ઝરે,
અહોરાત કરોડ કરોડ ગરીબોના પ્રાણ ધનિકોને હાથ રમે,
ત્યારે હાય રે હાય કવિ! તુંને સંધ્યાના રંગ તણાં શેણે ગીત ગમે!

લથડી લથડી ડગલાં ભરતી
લાખો નાર ગલી ગલીએ ફરતી
સારી રાત ભૂખે મજુરી કરતી,
'મારાં બાળ પરોઢિયે જાગીને માગશે ભાત' વિચારી એ દેહ દમે,
ત્યારે હાય રે હાય કવિ! તુંને પંખી ને પાણી તણાં શેણે ગીત ગમે!

લાખો મીલ–મજૂરોની આંખ મહીં
ઘૂમે મૃત્યુની છાંય, શું દીઠી નહીં,
એની યંત્રોમાં કાય પિસાઇ રહી;
એની જિન્દગી સારી રૂધિરભીની કથની સમ કેમ સુઝે ન તને!
ત્યારે હાય રે હાય કવિ! તુંને કુંજો ને કોકિલાનાં શેણે ગીત ગમે!

મન ! છોડ નિહાળવા તારલિયા,
કાળાં કેદખાનાં કેરા જો સળિયા,
એનાં ક્રંદન શું નથી સાંભળિયાં !

એની ભીતર મૌન એકાકી રીબાઇ રીબાઇ હજારોના પ્રાણ શમે,
ત્યારે હાય રે હાય કવિ ! તુંને સાગર-તીર કેરાં શેણે ગીત ગમે !

મહા રોગ ને મૃત્યુના સાગરમાં
લાખો ચીસ નિઃસાસ ભર્યાં જગમાં
સિતમે સળગંત ધરા—તલમાં,

રસ સુંદરતા કેરી શાયરી છે બધી જાળ સુનેરી ભુખ્યાં જનને,
ત્યારે હાય રે હાય કવિ ! તુંને શબ્દોની ચાતુરી ગુંથવી કેમ ગમે !

દિન રાત જેઓની નસેનસમાં
પડે ઘોષ ભયંકર યંત્ર તણા,
પીયે ઝેરી હવા જે દમેદમમાં

એને શાયર શું ! કવિતા શું ! ફુલો અને તારલિયામાં એ કેમ રમે !
ત્યારે હાય રે હાય કવિ ! તુંને કૃષ્ણ કનૈયાની બંસરી શેણે ગમે !

સારા વિશ્વની જે દિ' ક્ષુધા સમશે,
ભુખ્યાં બાળુડાં પેટ ભરી જમશે,
પૂરી રોટી પ્રતિ જનને જડશે,

કવિ ! તે દિન નીલ આકાશ તારા કેરી સુંદરતા સહુ સાર્થ બને,
તારાં કૂજન આજ જલાવી દે પ્રાણ ! રે દંભ ગાવા તને કેમ ગમે !

આજ માતા દેતી પાથરી રે ફૂણાં પુલડાં કેરી સેજ,
તે દિ' તારી વીર-પથારી
પાથરશે વીશભૂજાળી.

આજ માતાજીને ખોળલે રે તારાં માથડાં ઝોલે જાય,
તે દિ' તારે ઓશીકાં
મેલાશે તીર બંધૂકાં.

સૂઇ લેજે મારા કેસરી રે! તારી હિન્દવાણું જોવે વાટ,
જાગી વે'લો આવ બાળૂડા!
માને હાથ ભેટ બંધાવા.

જાગી વે'લો આવજે વીરા!
ટીલું માના લોહીનું લેવા!

શિવાજીને નીંદરૂં નાવે
માતા જીજીબાઇ ઝૂલાવે.
બાળૂડાને માત હીંચોળે
ધણણણ ડુંગરા બોલે.



## તરૂણોનું મનોરાજ્ય

ઘટમાં ઘોડાં થનગને, આતમ વીંઝે પાંખ;
અણુદીઠેલી ભોમ પર યૌવન માંડે આંખ.

આજ અણુદીઠ ભૂમિ તણે કાંઠડે
વિશ્વભરના યુવાનોની આંખો અડે
પંથ જાણ્યા વિના પ્રાણુ ઘોડે ચડે
ગરૂડ શી પાંખ આતમ વિષે ઉઘડે.

કેસરિયા વાઘા કરી જોબન જુદ્ધ ચડે,
રોકણહારૂં કોણુ છે! કોનાં નેન રડે!

કોઇ પ્રિયજન તણાં નેન રડશો નહિ!
યુદ્ધ ચડતાને અપશુકન ધરશો નહિ!
કેસરી વીરના કોડ હરશો નહિ!
મત્ત યૌવન તણી ગોત કરશો નહિ!

રગરગિયાં, રડિયાં ઘણું, પડિયાં સહુને પાય,
લાતો ખાધી, લથડિયાં, એ દિન ચાલ્યા જાય.

## ખેડુ સ્ત્રીનું સંધ્યાગીત

કે સમી સાંજના તારલિયા ! સો સો બ્હેનીના વીર
સાંજલ તારા ! ગુણીયલ તારા !

કે તુજ ઉગ્યે પંખીડલાં લપછપતાં તરૂવર ડાળ
સાંજલ તારા ! ઝગમગ તારા !

કે તુજ ઉગ્યે ધણુ ગાવડી વળી જાતી વાછરૂ પાસ
સાંજલ તારા ! ટમ ટમ તારા !

કે તુજ ઉગ્યે ફુલડાં તજી મધપૂડે પોઢે માખ
સાંજલ તારા ! રૂમઝુમ તારા !

કે તુજ ઉગ્યે આકાશ-સમુદર માંડે ઉરની વાત
સાંજલ તારા ! ટલમલ તારા !

કે તુજ ઉગ્યે ઘર આવતા મજુરોના લથબથ ઘેર !
સાંજલ તારા ! નિર્મલ તારા !

કે તુજ ઉગ્યે પનિયારીં પિયુ સું માંડે મદભર મીટ
સાંજલ તારા ! ઝલમલ તારા !

કે તુજ ઉગ્યે વનિતા ઢળે વાલમના ખોળા માંય
સાંજલ તારા ! શ્રમહર તારા !

કે તુજ ઉગ્યે વિખુટાં સહુને ફરી મળ્યાની આસ
સાંજલ તારા ! રાજલ તારા !

કે હું એક જ હતભાગણી ! મારો શો દીઠો તેં દોષ
સાંજલ તારા ! બાંધવ તારા !

કે આઘાં ખેતર ખેડતો મારો ખેડુ ક્યાં રોકાય
સાંજલ તારા ! સોનલ તારા !

કે હળ જૂત્યા મુજ વાછડા : ક્યમ હજી ન ભાળું ખેપ
સાંજલ તારા ! દેવલ તારા !

કે બાળપણેથી જોતર્યા : મને ડુકી ગયાની બીક
સાંજલ તારા ! હીરલ તારા !

કે દૂબળડા એ હાથની નવ દેખું રમતી રાશ
સાંજલ તારા ! તેજલ તારા !

કે થાકીપાકી જીભના નવ ડચકારા સંભળાય
સાંજલ તારા ! સુખિયા તારા !

કે ભૂખ્યા પગની ડાંફુ ભરતો નવ ભાળું ભરથાર
સાંજલ તારા ! બાંધવ તારા !

કે વરસ બધું રળવું છતાં નવ અધઘડીના વિશ્રામ
સાંજલ તારા ! ટલમલ તારા !

કે વ્રત ઉત્સવ જગ ઉજવે, મારે ગળે ન આવે ગીત
સાંજલ તારા ! ગુણીયલ તારા !

કે ચંદણ-છાંટી રાતડી : મારા હૈયામાં ન હુલાસ
સાંજલ તારા ! રૂમઝુમ તારા !

કે અવડી વસમી શે હશે આ કાઢીડાની ખેડય
સાંજલ તારા ! જળહળ તારા !

કે દુશમન પણ નવ ખેડજો આ દરબારીડા દેશ
સાંજલ તારા ! દેવલ તારા !



## ફાગણ આયો !

ફાગણ આયો ફાગણ આયો ફાગણ આયો રે
ઋતુઓ કેરો રાજન આયો, ફાગણ આયો રે.

'ફુલડે છાયો : રંગ સુહાયો :
'મલયાનિલની ફોરમ વાયો:'
જૂઠેજૂઠો કવિજન ગાયો

ફાગણ આયો રે
સળગતો ફાગણ આયો રે.

વસંત ક્યાં છે ? કોનાં પૂજન ?
ક્યાં દીઠાં ભમરાનાં ગુંજન ?
રસઘેલાંનાં કૌમુદી–કૂજન

કોઇ ન લાયો રે
ધધખતો ફાગણ આયો રે

કયાં ફુલવાડી ? કોયલડી કયાં ?
કુવે નવાણે પાણી ડૂકયાં,
માએ રડતાં બાળક મૂકયાં:

સ્નેહ સુકાયો રે
મહાનલ ફાગણ આયો રે

પ્રભુ-મંદિરીએ પુષ્પ-હીંડોળા :
દ્વાર ખડાં ક્ષુધિતોનાં ટોળાં :
હૂ હૂ સૂર કરે વંટોળા :

નટવર નાચ્યો રે
ભયંકર ફાગણ આયો રે.

થેઇથેઇકાર દઇ કર-તાલી
નાચે નવ ગોપી મતવાલી :
આ તો કાલી કોપ-કરાલી :

તાંડવ ગાયો રે
પ્રલયકર ફાગણ આયો રે.

સંતોષી પુરજનને આંગણ
નવ ચેતાયા હોમ-હુતાશન
આ તો કાળ-ચિતાનાં દર્શન,

ધૂમ્ર છવાયો રે
ધૂંધળો ફાગણ આયો રે.

ફાગણ આયો ફાગણ આયો ફાગણ આયો રે
જૂઠેજૂઠો કવિજન ગાયો ફાગણ આયો રે.



## વૈશાખી દાવાનલ આવો !

વૈશાખી દાવાનલ આવો દિલદાર !
ચોગમ હૂતાશન ચેતાવો દિલદાર !

૧

રંકોનાં બાળ હજુ થોડી થોડી છાયા
ગોતીગોતીને રહ્યાં રક્ષી નિજ કાયા :
ધરતી નાની ને જનો જાય ઉભરાયાં.

સાત નવા સૂરજ બોલાવો દિલદાર !
પાંદ પાંદ ઝાડનાં જલાવો દિલદાર !
સહરા–બસ સહરા પથરાવો દિલદાર !
વૈશાખી દાવાનલ આવો દિલદાર !

૨

ક્રોડો કંગાલ હજું કેમ કરી જીવે !
અરધી રોટી–ને ઉપર પાણી ઘુંટ પીવે !
શીતળ રાતોમાં સુખે ભોંય પડી સૂવે !

રાત્રિની ઠંડક સળગાવો દિલદાર !
લાવાની નદીઓ રેલાવો દિલદાર !

ભૂકમ્પે ડુંગર ડોલાવો દિલદાર !
વૈશાખી દાવાનલ આવો દિલદાર !

૩

હજુ યે બેકાર નાર શીરે સાળુ નાખે,
ધાવંતા બેટડાને પાલવડે ઢાંકે,
થીગડ થાગડ કરીને દેહ-લાજ રાખે;

ક્યાંથી આ ફાજલ ટુકડાઓ દિલદાર !
ફાજલ સબ સાયબી જલાવો દિલદાર !
વંટોળા આંધી ફરકાવો દિલદાર !
વૈશાખી દાવાનલ આવો દિલદાર !

૪

જનની નિજ બાળને ન હજુ ખાઈ જાતીઃ
હજી યે ટપકે સફેદ નીર એની છાતીઃ
હજુ એની રક્તધાર રાતી ને રાતી !

છેલ્લાં એ અમૃત શોષાવો દિલદાર !
દિલ દિલ વિષ-વેલડીઓ વાવો દિલદાર !
કુદરતના ક્રમ સબ પલટાવો દિલદાર !
વૈશાખી દાવાનલ આવો દિલદાર !

૫

ખુલ્લે પગ માનવી મદાંધ બની ચાલે,
ધખતે મધ્યાહ્ન મોજ વગડાની મ્હાલે,
ચરણોનાં હાડચામ હજુ કેમ હાલે !

લાવો રે અદકાં દુઃખ લાવો દિલદાર !
રંકોની ધીરજ સબ ખાઓ દિલદાર !
પામરતા જનની દિખલાવો દિલદાર !
વૈશાખી દાવાનલ આવો દિલદાર !

૬

નિર્જલ દુષ્કાળ, મહારોગ, મહામારી,
નરનારી બાલકોની જૂજવી બિમારી
જગવો ! ઘરઘર કરો કૃતાંતની પથારીઃ

નિર્બલને જીવવા ન દાવો દિલદાર !
રિદ્ધિવંતોનાં ગીત ગાવો દિલદાર !
જગને જનભીડથી બચાવો દિલદાર !
થોડાં બડભાગીને વસાવો દિલદાર !

વૈશાખી દાવાનલ આવો દિલદાર !
ચોગમ હુતાશન ચેતાવો દિલદાર !



## ભીરુ

[ ઝૂલણા ]

'ધરા પર માહરે કોઈ શત્રુ નથી'
કાયરો એ અહંકાર ધરતા;
મર્દ કર્તવ્ય-સંગ્રામના જંગમાં,
લાખ શત્રુને રકતે નિતરતા.

તું રિપુહીન હોવાની શેખી ન કર!
બંધુ! નિર્વીર્ય એ દર્પ ગાવે;
બ્હાદુરો સત્યને કાજ નિર્મમ બની
મિત્રની શત્રુતા યે વધાવે.

દેશદ્રોહી તણી કમર પર ત્રાટકી,
તેં નથી મિત્ર શું ઘાવ દીધા?
જૂઠડી જીભ પરથી અમી-પાત્રને
તેં નથી મિત્ર શું ધૂળ કીધા?

ધર્મને વેશ પાખંડ પૂજાય ત્યાં
        બંધુ ! શું ખડ્ગ લૈ તું ન ધાયો ?
સત્યનાં સ્વાંગ પે'રી ઉભું જૂઠ ત્યાં
        ઝૂઝીને મિત્ર શું નવ ઘવાયો ?

સૌમ્ય તું ! ભલો તું ! સંત ભદ્રિક તું !
        ભાઇ, એ છે બધી તારી ભ્રમણા;
રંક તું, દીન તું, ભીરૂ કંગાલ તું,
        સ્વાદ ચાખ્યા નથી તેં જખમના.



## ઘણ રે બોલે ને—

[ ઢાળ ભજનનો : વચલા આંતરા 'જેસલ કરી લે વિચાર' એ ઢાળમાં ]

ઘણ રે બોલે ને એરણ સાંભળે જી.
બંધુડો બોલે ને બેનડ સાંભળે જી.

એ જી સાંભળે વેદનાની વાત
વેણે રે વેણે હો સત-ફુલડાં ઝરે જી.

૧

બહુ દિન ઘડી રે તલવાર
ઘડી કાંઈ તોપું ને મનવાર
પાંચ સાત શુરાના જયકાર
કાજ ખૂબ ખેલાણા સંહાર,
હો એરણ બેની—ઘણ રે બોલે ને૦

૨

પોકારે જમીના કણ કણ કારમાં જી.
પોકારે પાણીડાં પારાવારનાં જી.
જળ થળ પોકારે થરથરી
કુબરૂંની જગ્યા છે નહિ જરી,

ભીંસોભીંસ ખાંભીયું ખુબ ભરી
હાય ! તોય તોપું રહી નવ ચરી
હો એરણ બેની–ઘણ રે બોલે ને૦

૩

ભઠીયું જલે રે બળતા પો'રની જી.
ધમણ્યું ધમે રે ધખતા પો'રની જી.

ખન ખન અંગારે ઓરાણા
કસબી ને કારીગર ભરખાણા
ક્રોડ નર જીવંતા બફાણા
તોય પૂરા રોટા નવ શેકાણા
હો એરણ બેની—ઘણ રે બોલે ને૦

૪

હથોડા પડે રે આજ જેના હાથના જી.
તનડાં તુટે રે આજ જેની કાયનાં જી.

સોઇ નર હાંફીને આજ ઉભો
ઘટડામાં ઘડે એક મનસૂબો
બાળ મારાં માગે અન્ન કેરી દેગ,
દેવે કોણ ? સાંતીડું કે તેગ ?
હો એરણ બેની—ઘણ રે બોલે ને૦

૫

આજુથી નવેલાં ઘડતર માંડવાં જી.
ખડગ ખાંડાંને કણ કણ ખાંડવાં જી.

ખાંડી ખાંડી ઘડો હળ કેરાં સાજ;
ઝીણી રૂડી દાતરડીનાં રાજ
આજ ખંડખંડોમાં મંડાય
એણી પેરે આપણુ તેડાં થાય
હો એરણુ બેની—ઘણુ રે બોલે ને૦

૬

ઘડો હો બાળક કેરાં ઘોડીયાં જી.
ઘડો હો વિંચાતણુ નારના ઢોલિયા જી.
ભાઈ મારા ! ગાળીને તોપગોળા
ઘડો સુઈ મોચીના સંચ ઓ'ળા;
ઘડો રાંક રેંટૂડાની આરો
ઘડો દેવ—તંબુરાના તારો
હો એરણુ બેની—ઘણુ રે બોલે ને૦

૭

ભાંગો હો ભાંગો હો રથ રણુ-જોધનાં જી.
પાવળડાં ઘડો હો છોરૂડાંનાં દૂધનાં જી.
ભાઈ મારા લુવારી ! ભડ રે'જે,
આજ છેલ્લી વેળાના ઘાવ દેજે,
ઘાયે ઘાયે સંભાર્યે ઘટડામાં
ક્રોડ ક્રોડ શોષિતો દુનિયાનાં
હો એરણુ બેની—ઘણુ રે બોલે ને૦

## નવ કહેજો !

રણવગડા જેણે વીંધ્યા,
વહાલી જેને વનવાટ;
જે મરતાં લગ ઝંખેલો
ઘનઘોર વિજન રઝળાટ;

જે ગગન ચુંબતા ગિરિશૃંગે સુણતો હાકલ અવિરામ,
એ સુભટ કાજ કો' નવ કહેજો "પ્રભુ દે એને વિશ્રામ !"

દમ દમ કર્મે મચી રહેતાં
ઉછળે ઉરમાં ધણકાર,
ભલી એ એની વિશ્રાંતિ,
એ સુખ, જીવન-આધાર.

એ પડે, લડથડે, છતાં ઉઠી ફરી ચડે યુદ્ધ અવિરામ,
એ સુભટ કાજ કો' નવ કહેજો "પ્રભુ દે એને વિશ્રામ !"

ધગધગ ધખતી સહરામાં
એ મહાલે શીતળ સેજ,

ઘન ઘન અંધાર-નિશામાં
ભાળે ભાસ્કરનાં તેજ;

વંટોળ વિષે પણ પામન્તો ફુલ-હોલ તણા આરામ,
એ સુભટ કાજ કો' નવ કહેજો "પ્રભુ દે એને વિશ્રામ!"

જ્યમ શતશત પહાડ-શિખરથી
જળધોધ ઘુઘવતો જાય,
જ્યમ ખુશખુશાલ કો જોદ્ધો
નિજ અશ્વ નચવતો જાય;

ત્યમ સત્ય તણો શોધક નિજ પંથે ધસે સદા અવિરામ,
એ સુભટ કાજ કો' નવ કહેજો "પ્રભુ દે એને વિશ્રામ!"

વનવનનાં વદન હસવતી
કો સરિતા ચાલી જાય,
દુર્ગંધ જગતની વહતી
સાગરમાં શાંત સમાય;

સાચા જગસેવકનું જીવન ત્યમ પામે મૌન વિરામ,
એ સુભગ કાજ કો' નવ કહેજો "પ્રભુ દે એને વિશ્રામ!"



## ઝંખના

મારી માઝમ રાતનાં સોણલાં, ચમકી ચમકી ચાલ્યાં જાય.
મારી આતમ-જ્યોતના દીવડા, ઝબુકી ઝબુકી ઝંખવાય.

ઝંપે જરી રોતાં લોચનિયાં ત્યાં ઝબકીને જાગી જવાય;
આઘે આઘે આછા યુગનર કેરા પડછાયા પથરાય રે,
મહાવીર મોટા દરશાય-મારી૦

આભ લગી એનાં મસ્તક ઉંચાં ને પગ અડતા પાતાળ;
જુગ જુગના જેણે કાળ વલોવ્યા ને ડોલાવી ડુંગરમાળ રે
ફોડી જીવન-રૂંધણુ પાળ-મારી૦

ઠપકો દેતી હસતી પ્રતિમાઓ એ ઝળહળતી ચાલી જાય;
સ્વપ્ન સરે, મારે કાન પડે મારા દેશની ઉંડેરી હાય રે
એનાં બંધન ક્યારે કપાય !-મારી૦

ઘન ઘન અંધારાં વીંઝણુહારો જાગે ના કો મહાવીર;
ડરતાં ડરતાં ડગલાં ભરતાં આ તો વામન સરખાં શરીર રે
અણુસીંજેલાં ઉભાં છે તીર-મારી૦

જરીક જરીક ડગ માંડતાં મારી જનનીને ના વળે ઝંપ,
આવો વિપ્લવ! આવો મીઠા જ્વાલામુખી! આવો રૂડા ભુમિ-કંપ રે
તોડો જીર્ણતાના જૂના થંભ!-મારી૦



કવિતા (૨૧૦)

# સ્વતંત્રતાની મીઠાશ

[ઉડી જા તું ગાફિલ ગાભરા ! તારે અંતરે શી આંટી પડી—એ ઢાળ]

તારા નામમાં ઓ સ્વતંત્રતા, મીઠી આ શી વત્સલતા ભરી !
મુરદાં મસાણેથી જાગતાં, તારા શબ્દમાં શી સુધા ભરી !

પૂછી જોજે કોઈ ગુલામને
ઉઠયા કેવા ઓઘ એને મને
મળી મુક્તિ મંગલ જે દિને,

એને કાને શબ્દ પડયો 'તું સ્વાધીન !' શી ઓહો સુખની ઘડી !
એની આંખ લાલમલાલ, છાતીમાં છોળો છલકાઈ પડી.
—તારા નામમાં ઓ સ્વતંત્રતા૦

એને ભાન મુક્તિ તણું થયું,
એનું દૈન્ય કયાં ટપકી ગયું !
એનું દિલ–ગુલાબ ઝુલી રહ્યું,

એના મસ્તકે નમવાનું ભૂલી આભસું માંડી આંખડી,
એની ઉર્મિ રાંક મટી રૂડા જગ–બાગમાં રમવા ચડી
—તારા નામમાં ઓ સ્વતંત્રતા૦

પડું કેદખાનાંને ઓરડે,
લટકું યે ફાંસીને દોરડે,
લાખો ગોળી તોપ તણી ગડે.

તારો હાથ હોય લલાટ, તો ભલે આવે જુલ્મ તણી ઝડી!
તારૂં નામ હોય જબાન, તો શી છે ભીતિ ઓ મારી માવડી!
—તારા નામમાં ઓ સ્વતંત્રતા૦

કાળી રાત ચોગમ ઘૂઘવે,
લાખો શાપ બંધુજનો લવે,
વ્હાલાં વેરી થૈ રોવે મુંઝવે,

છુપ્યા ચંદ્ર સૂરજ તારલા, મધસાગરે મારી નાવડી,
ત્યાં યે જોઉં દૂર ઝબૂકતી તારા દ્વારની ઝીણી દીવડી!
—તારા નામમાં ઓ સ્વતંત્રતા૦

મારા દેશનાં સહુ શોષિતો
દુનિયાનાં પીડિતો તાપિતો
ખૂણે ખૂણે ગાય તારાં ગીતો,

એનાં ભૂખ્યાં પેટ છતાં એને કેવી મોંઘી તું કેવી મીઠડી!
એનાં બેડીબંધન તૂટશે, એવી આશે ખલક બધી ખડી.
—તારા નામમાં ઓ સ્વતંત્રતા૦



કવિતા (૨૧૦)

## છેલ્લી પ્રાર્થના

હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ,
કલેજાં ચીરતી કમ્પાવતી અમ ભય–કથાઓ.
મરેલાનાં રૂધિર ને જીવતાનાં આંસુડાંઓ,
સમર્પણ એ સહુ તારે કદમ પ્યારા પ્રભુ ઓ!

અમારા યજ્ઞનો છેલ્લો બલિઃ આમીન કે'જે!
ગુમાવેલી અમે સ્વાધીનતા તું ફેર દેજે!
વધારે મૂલ લેવાં હોય તો યે માગી લેજે!
અમારા આખરી સંગ્રામમાં સાથે જ રે'જે!

પ્રભૂજી! પેખજે આ છે અમારૂં યુદ્ધ છેલ્લું,
બતાવો હોય જો કારણ અમારૂં લેશ મેલું,
અમારાં આંસુડાં ને લોહીની ધારે ધુવેલું;
દુવા માગી રહ્યું જો સૈન્ય અમ તત્પર ઉભેલું.

નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે આટલી કે માતની હાકલ પડી છે.

જીવે મા માવડી એ કાજ મરવાની ઘડી છે,
ફિકર શી જ્યાં લગી તારી અમો પર આંખડી છે!

જુઓ આ તાત! ખુલ્લાં મૂકિયાં અંતર અમારાં,
જુઓ હર જખ્મથી ઝરતી હજારો રક્તધારા,
જુઓ છાના જલે અન્યાયના અગ્નિ-ધખારા,
સમર્પણ હો! સમર્પણ હો! તને એ સર્વ પ્યારા!

ભલે હો રાત કાળી, આપ દીવો લૈ ઉભા જો!
ભલે રણમાં પથારી, આપ છેલ્લાં નીર પાજો!
લડન્તાને મહા રણ-ખંજરીના ઘોષ ગાજો!
મરન્તાને મધૂરી બંસરીના સૂર વાજો!

તુટે છે આભ-ઉંચા આપણા આશા-મિનારા,
હજારો ભય તણી ભૂતાવળો કરતી હુંકારા;
છતાં વહેશે સમર્પણની સદા અણખૂટ ધારા,
મળે નવ માવડીને જ્યાં સુધી મુક્તિ-કિનારા.



## ઉઠો !

ઉઠો સાવજ-શૂરાની બેટડી ! બાંધો કેશ લુછો અશ્રુધાર,
જોજો ઝૂઝે તમારા કંથડા, એના કામજો કીર્તિ-અંબાર.

સાદ સૂણી સમરાંગણના, દેવા પ્રાણ તણાં બલિદાન,
મૃત્યુના સિંધુ વલોવીને અમૃત વરવા સિધાવ્યા મેદાન રે
બેની ! બંકા આપણ ભરથાર-ઉઠો૦

દુશ્મન કેરાં નોતરાં બેની ! બથ ભરી મળવા કાજ,
રક્તનાં કેસર છાંટણાં છંટાશે, ખેલાશે રસબસ રાસ રે
કંઠે પેરી આંતરડાંની માળ-ઉઠો૦

કાળ તણી એ કચેરીઓમાં, બેઠા પછી ન ઉઠાય,
કંથ કોડીલાનાં કાળાં કવચ ત્યાં તો રાતે શોણિતે રંગાય રે
બાજે રણ-રંભાના ઠમકાર-ઉઠો૦

અંતરની કાળી ઝાળો ઓલવવા, કાળગંગાને ઘાટ,
નણુદલવીર એ નીરમાં ન્હાતા ત્યાં સામાસામી દે થપાટ રે
ગાંડાતૂર જેવા ગજરાજ-ઉઠો૦

જીતીને વળશે તો રંગે રમાડશું, મરશે તો યે શા ઉચાટ !
ખોળે પોઢાડીને ચડશું ચિતા માથે, હસતાં જાશું સુરવાટ રે
એવા ઉગ્રભાગી અવતાર-ઉઠો૦

[ 'શાહજહાં' નાટક ]



## કાલ જાગે !

જાગો જગના ક્ષુધાર્ત ! જાગો દુર્બળ અશક્ત !
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે,

ભેદો સહુ રુઢિબંધ, આંખો ખોલો રે અંધ,
નૌતમ દુનિયાનો સ્વર્ણ-સૂર્યોદય લાગે;

પૃથ્વીના જીર્ણ પાય, આંસુડે સાફ થાય,
રક્તે ધોવાય, જાલિમોનાં દળ ભાગે,

જાગો જુગના ગુલામ ! દેખાયે દિવ્યે ધામ,
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે.
દેવા દુષ્ટોને દંડ ઘોર કાલ જાગે.

૨.

નવ જોઇએ ધર્મપાલ, સ્વર્ગાસન-ધર કૃપાલ,
પશુના ગોવાલ સમ નિયંતા નવ જોઇએ;

માનવ સંતાન સર્વ, મોડી ગર્વીના ગર્વ,
મુક્તિને પર્વ મેળ મનના મેળવીએ;

લૂંટણહારાની લૂંટ, લેશું આવાર ઝુંટ,
ફૂટ ફૂટ બેડી લોક-પ્રાણ કેદ ત્યાગે,

જાગો રે જન-સમાજ, અરિને કરવા અવાજ,
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે
દેવા પાપીને દંડ ઘોર કાલ જાગે.

૩.

સત્તા-નિયમોની જાલ, ધારા કેરી ચુંગાલ.
ભોળાં કંગાલ કાજ ફાંસલા પસારે,

ધનિકો મહાલંત મુક્ત, ગરીબોનાં લાલ રક્ત
સત્તાના ભક્ત આજ શોષે કરભારે;

બહુ દિન દાસત્વ સહ્યાં, જીવન નિર્વીર્ય થયાં,
બંધુત્વે વહ્યા પ્રાણ નવ-રચના માગે,

જાગો જાગો ગુલામ! આવી પહોંચ્યાં મુકામ,
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે
દેવા ઘાતીને દંડ ઘોર કાલ જાગે.

૪.

પૃથ્વી પર રાજ કોનાં? સાચાં શ્રમજીવીઓનાં,
ખેડુનાં, ખાણીઆંનાં, ઉદ્યમવંતોનાં;

રંકોનું રક્તપાન, પી પીને પહેલવાન
બનતા ધનવાન જ્ઞાનવાન, તેનું સ્થલ ના.

ગર્વોન્નત ગરુડ બાજ! ભક્ષક એ પંખીરાજ!
તમ ભ્હોણો સૂર્ય કાલ તપવું નહિ ત્યાગે,

જાગો શ્રમજીવી લોક, ત્યાગો તંદ્રા ને શોક,
પૃથ્વીના પાટ પર કરાલ કાલ જાગે
દેવા જુલમીને દંડ ઘોર કાલ જાગે.



## *અંતરની આહ

[ ગોળમેજી પરિષદમાં જતા અટક્યા ત્યારે ]

મને સાગર-પાર બોલાવી એ બ્રીટન!
આદરમાનભર્યાં દઇ ઇજ્જન,
બાંધવતા કેરાં બાંધીને બંધન

આખર આજ મતિ બિગડી : રૂડી શ્વેત ધજા રગદોળી રહી!
અયિ! અમૃત ચોઘડિયાં ગડિયાં ત્યારે કેમ હળાહળ ઘોળી રહી!

મારા કૉલ પળાવવા કારણીએ
મેં તો ખેડુતોને ખાંડ્યા ખારણીએ,
એનાં ધાન લીધાં કણીએ કણીએ,

* આ ચાર ગીતોમાં ગાંધીજીની જુદા જુદા પ્રસંગોની મનોવસ્થા કલ્પાયલી છે :

'ખપી જાઓ વીર મારા, નેકીને ખાતર !' એમ ઘુમ્યો વિનવી વિનવી
ત્યારે વાહ સુજાન ! ઇમાનદારી કેરી વાત તારે તો નવી ને નવી !

હું 'સુલેહ ! સુલેહ ! સુલેહ !' રટ્યો;
નવ નેકીને પંથેથી લેશ હટ્યો,
દિલે તારેથી તો યે ન ડંખ મટ્યો.

તું 'ડરાવ! દબાવ! રીબાવ!' વિના બીજો દાવ એકેય શીખી જ નથી !
તુંને શું કહું માનવની જનનિ ! વશ થાય પશુ પણ વ્હાલપથી.

મારા ખેડુને માર: મને તંહી મ્હેફિલ !
આંહી ગોળીબાર : ત્યાં કૂજે કોકિલ !
આંહી કાળાં કારાગાર : ત્યાં મંજિલ !

ખૂબ સહ્યાં અપમાન, ગળ્યાં વિષ-પાન, હવે મને રોકીશ ના !
મારાં સ્થાન માતા કેરી ઝુંપડીએ: મને મ્હેફિલમાં ઘેલી ! ગોતીશ ના !

અહીં છે, અહીં છે, મુગતિ અહીં છે;
નથી ત્યાં, નથી ત્યાં, બીજે ક્યાં, અહીં છે;
પ્યારી મા-ભુમિની ધરતી મહીં છે,

એને શોધીશ ના દિલ ! સાગર-પારની તેજભરી તકરાર વિષે,
એનો રાખીશ ના ઇતબાર, હવે બીજી વાર કો' કોલકરાર વિષે !

વળી જાઓ રે વ્હાણ વિદેશ તણાં !
મારે હૈયે તો કોડ હતા ય ઘણા
સારી સૃષ્ટિના સંત-સમાગમના.

મારે હોંશ તો ખાસ હતી મારા ખૂનના પ્યાસી જનોના મિલાપ તણી;
મારે હામ હતી ભુખ્યા સિંહોને બોડમાં પેસીને પીઠ પંપાળવાની.

.

મહાસિંધુની ઓ લહરી લહરી !
તમ બિન્દુ યે બિન્દુની જીભ કરી
કહેજો સારા વિશ્વને તીર ફરી-

જગ-બાંધવતા કેરા વૈરીજનોને ન ગાંધીનું પ્રેમ-પ્રયાણ ગમ્યું;
દારૂગોળાના વારસદારોને નગ્ન ફકીરનું નેત્ર-સુધા ન ગમ્યું.



કવિતા (૨૧૦)

## છેલ્લો કટોરો

[ ગોળમેજી પરિષદમાં જતી વેળા ]

છેલ્લો કટોરો ઝેરનો આ : પી જજો બાપુ !
સાગર પીનારા ! અંજલિ નવ ઢોળજો બાપુ !

અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારૂં :
ધૂર્તો દગલબાજો થકી પડિયું પનારૂં :
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સુનારૂં

આ આખરી ઓસીકડે શિર સોંપવું બાપુ !
કાપે ભલે ગર્દન : રિપુ-મન માપવું બાપુ !

સુર-અસુરના આ નવયુગી ઉદધિ-વલોણે
શી છે ગતાગમ રત્નના કામી જનોને ?
તું વિના શંભુ ! કોણ પીશે ઝેર દોણે ?

હૈયા લગી ગળવા ગરલ ઝટ જાવ રે બાપુ !
ઓ સૌમ્ય-રૌદ્ર ! કરાલ-કોમલ ! જાવ રે બાપુ !

કહેશે જગત : જોગી તણા શું જોગ ખૂટયા ?
દરિયા ગયા શોષાઇ ? શું ઘન નીર ખૂટયાં ?
શું આભ સૂરજ–ચંદ્રમાનાં તેલ ખૂટયાં ?

દેખી અમારાં દુ:ખ નવ અટકી જજો બાપુ !
સહિયું ઘણું, સહેશું વધુ : નવ થડકજો બાપુ !

ચાબૂક, જપ્તી, દંડ, ડંડા મારના,
જીવતાં કબ્રસ્તાન કારાગારનાં,
થોડા ઘણા છંટકાવ ગોળીબારના,

એ તો બધાં ય ઝરી ગયાં, કોઠે પડયાં, બાપુ !
ફુલ સમાં અમ હૈડાં તમે લોઢે ઘડયાં બાપુ !

શું થયું, ત્યાંથી ઢીંગલું લાવો ન લાવો :
બોસા દઇશું, ભલે ખાલી હાથ આવો !
રોપશું તારે કંઠ રસબસતી ભુજાઓ.

દુનિયા તણે મ્હોંયે જરી જઇ આવજો બાપુ !
હમદર્દીના સંદેશડા દઇ આવજો બાપુ !

જગ મારશે મેણાં : ન આવ્યો આત્મજ્ઞાની !
નાવ્યો ગુમાની પોલ પોતાની પિછાની !
જગપ્રેમી જોયો ! દાઝ દુનિયાની ન જાણી !

કવિતા (૨૧૦)

આજાર માનવ-જાત આકુલ થઇ રહી બાપુ!
તારી તબીબી કાજ એ તલખી રહી બાપુ!

જા બાપ! માતા આખલાને નાથવાને,
જા વિશ્વ-હત્યા ઉપરે જળ છાંટવાને,
જા સાત સાગર પાર સેતુ બાંધવાને,

ઘનઘોર વનની વાટને અજવાળતો બાપુ!
વિકરાળ કેસરિયાળને પંપાળતો બાપુ!
ચાલ્યો જજે! તુજ ભોમીઓ ભગવાન છે બાપુ!
છેલ્લો કટોરો ઝેરનો પી આવજે બાપુ!



## માતા, તારો બેટડો આવે !

[ પરિષદમાંથી પાછા આવ્યા ત્યારે ]

[ 'શિવાજીને નીંદરું નાવે' એ ઢાળ ]

"માતા ! તારો બેટડો આવે
"આશાહીન એકલો આવે."

જો જો ! મારો બેટડો આવે
સંદેશાઓ ખેપીઆ લાવે.

જ્વાલામુખી એને કાળજે રે, એની આંખમાં અમૃતધાર
એવો કોઇ માનવી આવે
ભેળાં કાળ-નોતરાં લાવે—માતા૦

સૂતો રે હોય તો જાગજે સાયર ! ઘેર આવે પ્રાણાધાર
હૈયે તારે બાંધ હીંડોળા
મોભી મારો ખાય બે ઝોલા—માતા૦

ધૂળ રોળાણા એ મુખ માથે વીરા, છાંટજે શીતળ છોળ;
પ્રેમેથી પાહુલિયા ધોજે !
આછે આછે વાયરે લ્હોજે—માતા૦

તારા જેવાં એના આતમાનાં ગેબી, હીમ, અગાધ ઉંડાણું;
ત્યાં યે આજે આગ લાગી છે,
ધૂંવાધાર તોપ દાગી છે—માતા૦

સાત સિંધુ તમે સામટા રે! એની ઓલવાશે નહિ ઝાળ;
હાલાં નવ ઢોળશો પાણી!
ના, ના, એની વેદના નાની—માતા૦

કોટકોટાન હુતાશ જલે તારા હૈયાની માંહી એ આભ!
એવી ક્રોડ આપદા પીછે
છાની એની છાતડી નીચે—માતા૦

માનતાં'તાં કૂડાં માનવી રે, એને ફોસલાવી લેવો સેલ!
પારાધીનાં પીંજરા આલી,
હંસો મારો નીકળ્યો હાલી—માતા૦

ઘોર અંધારી એ રાતમાં રે બીજાં બાળ ઘોરાણાં તમામ;
આઠે પ્હોર જાગતી આંખે
બેઠો તું તો દીવડે ઝાંખે—માતા૦

ખૂટ્યાં ખૂટ્યા બીજા ઘેલડા રે માયામોહ ટેરે પારાવાર;
વ્હાલા! તું તો પોયણું નાનું
હલુ એક અણબીજાણું—માતા૦

પોતાના પ્રાણુપિપાસુઓનાં તેં તો ખોળલે ખેલાવ્યાં બાળ;
ચુમી ચુમી છાતીએ ચાંપ્યાં
બંધુતાના ખોલડા આપ્યા—માતા૦

રોમેરોમે તારે દાંત ભીંસી ઝેરી કરડ્યા કાળૂડા નાગ,
ડંખે ડંખે દૂધની ધારા
રેલી તારા દેહથી પ્યારા!—માતા૦

ચીર પાંચાળીનાં ખેંચવામાં નો'તા પાંડવોએ દીધા હાથ,
આજે અધિકાઇ મેં દેખી
બેટાઓએ માતને પીંખી—માતા૦

એકલો તું આડા હાથ દેતો ઉભો દોખિયાંને દરબાર,
તારી એ અતાગ સબૂરી
શોષી લીધી વેરીએ પૂરી—માતા૦

ફૂડ પીધાં, હીણુમાન પીધાં, પીધાં ઘોળી દગાવાળાં દૂધ,
કડકડતાં તેલ તેં પીધાં
ગાળી ગાળી લોહ પણ પીધાં—માતા૦

ગોપવીને છાના ઘાવ કલેજાના, રાખજે ખૂબ ખામોશ!
વાવાઝોડાં કાળનાં વાશે
તે દિ' તારી વાટ જોવાશે—માતા૦

કવિતા (૨૧૦)

કાંપશે સાત પાતાળ, આસે જાતા ઝીંકશે સાયર-લોઢ,
ખંડે ખંડ ખોળશે લાવા,
ભૂકમ્પોના ગાજશે પાવા—માતા૦

'ધાઓ ધાઓ ધેનુપાળ!' એવા તે દિ' ઉઠશે રે હાહાકાર,
શાર્દૂળા ને સાંઢ માતેલા
ડુંગે ડુંગે ભાગશે ભેળા—માતા૦

ભાઇ વિદેશીડા! વીનવું રે એને રોકશો મા આજી વાર,
બેઠી હું તો દીવડો બાળું
ક્યારે એના ગાલ પંપાળું!—માતા૦

તારી કમાઇ ગુમાઇનો રે મારે માગવો નો'ય હિસાબ,
વાલા! તારી ખાકની ઝોળી
માતા કેરે મન અમોલી—માતા૦

## છેલ્લી સલામ

( મહાત્મા ગાંધીજીના પહેલા અનશનવ્રતના સપ્તાહ વખતે )

ઢાળ—"ભુલ્યો રે ભુલ્યો રે રાજા સત રે ગોપીચંદજી,
"પિયા ! પરદેશી ન જાનાં હો જી !
"એ રે સેજડિયે અમને નીંદરા ન આવે ને,
"મારે મન રાજ ન ભાવે હો જી !" એ ભજનનો

સો સો રે સલામું મારાં ભાંડુડાંને કે'જો રે,
ઝાઝેરા જુહાર જગને દેજો હો જી !
મળાયું ન તેને સહુને માફામાફ કે'જો ને
રુદિયામાં રાખી અમને રે'જો હો જી.

ટીપે ટીપે શોણિત મારાં તોળી તોળી આપું તો યે,
પુરાં જેનાં પ્રાછત કદિ યે જડશે ન જી,
એવાં પાપદાવાનલમાં જલે છે જનેતા મારી,
દિલડાના ડુંગર સળગ્યા–ઠરશે ન જી !
–સો સો રે સલામું૦

કવિતા (૨૧૦)

[1]કીધાં ખાખ ખાંડવ-વનને પાંડુ તણા પુત્રે તે દિ'
નિરદોષી નાગાં લાખો ભુંજાણાં હો જી,
આદુનાં નિવાસી એ તો આ રે આર્ય ભોમ કેરાં,
પૂર્વજ માહરાને પાપે ઓરાણાં હો જી.
—સો સો રે સલામું૦

[2]રઘુપતિ રામ મારા રુદાનો વિસામો—એણે
ઋષિઓને વચને ખાંધેલ ખોટચું હો જી,
પ્રભુનામ ભજતો એણે પારાધી સંહારિયો રે,
એનું ઘોર પાતક આજે ઉમટચું હો જી !
—સો સો રે સલામું૦

છેદ્યાં, બાળ્યાં, ગારદ કીધાં પૃથવીના પેટમાં ને,
અસૂરો કહીને કાઢચાં વનવાસ જી;
જીવતાંને કાજે જૂદી નરકું બંધાવીયું ને
સદાનાં નરાધમ રાખ્યાં દાસીદાસ જી-
—સો સો રે સલામું૦

---

૧. અર્જુને ખાંડવ વન સળગાવીને સર્પોને નહિ પણ નાગ નામની અનાર્ય માનવજાતિને ભસ્મીભૂત કરી હતી : કેવળ એ આદિનિવાસીઓનો પ્રદેશ પચાવી પાડવા સારુ જ.

૨. બ્રાહ્મણે આવીને રામચંદ્ર પાસે પોકાર કર્યો કે શમ્બૂક નામના એક શૂદ્રે તપશ્ચર્યા માંડી છે તે કારણે મારો પુત્ર મૃત્યુ પામે છે ! તે પરથી રામચંદ્રે એ તપસ્વીનો શિરચ્છેદ કર્યો હતો.

[1]સમર્થોની સત્તા સંતો, ધુતારાની ધૂર્તબાજી,
કુડિયા ગુરુની કૈં કૈં કરામાત જી;
એની તો વણાવી ધીંગી ધરમ-ધજાઓ ને
ભાંડુ કેરે રગતે રંગી ભલી ભાત જી-
–સો સો રે સલામું૦

એવી એવી ઝડીઓ મારાં સહોદરો ઝીલતાં ને,
ધરમધજા કેરે કયારે સીંચાણાં હો જી;
રુદામાં શમાવી સરવે રુદન-પિયાલા વાલાં
હરિ કેરા રથડા હેઠળ પિલાણાં હો જી.
–સો સો રે સલામું૦

રથના સારથીડા સુણજો સાધુ ને ગુસાંઇ સરવે !
કડાકા કરે છે રથની ધરીઓ હો જી.
જુવો જુવો જુગનો ભૈરવ ઉભો વાટ ખાળી આજે,
ભીતર તો નિહાળો, હરિ કયાં પળિયો હો જી,
–સો સો રે સલામું૦

જુગનો મહારાજા આજે મહાકાળ જાગિયો ને,
ધરમ કેરાં ધારણ કાંટા માંડે હો જી:

---

૧. આ બધા જુલમો ધર્મને નામે થઇ રહેલ છે એ ભાવાર્થ.

[2] સતને ત્રાજવડે મારાં કલેજાં ચડાવિયાં ને,
શીશ તો નમાવ્યું શાસન-દંડે હો જી.
-સો સો રે સલામું૦

હરિ કેરાં તેડાં અમને-આવી છે વધામણી રે,
દલિતોને ઉત્સવ હાકલ પડી છે હો જી.
હસતાં મુખડાંની અમને વિદાયું દિયો રે વહાલાં!
રખે કોઇ રોકે નયણાં રડીને હો જી!
-સો સો રે સલામું૦

---

૨. મહાત્માજીના શબ્દો : 'I have laid down my life in the scales of justice.'



## હિન્દુ જાતિને—

તારાં પાતકને સંભાર મોરી મા!
હાય મોરી મા!

પોતાને પાપભારે પોતે તું ચેપાણી,
એવી કાળજૂની જુલમ-કમાણી હો મા!
હાય મોરી મા!

પરને પટકીને નીચાં ઉંચી તું કે'વાણી,
આખર અંગે અંગે આપેથી છેદાણી હો મા!
હાય મોરી મા!

તારે મંદિરીએ આજ કોનાં ચાલે શાસન?
જો, જો, દેવ કે અસૂરનાં એ આસન હો મા!
હાય મોરી મા!

કવિતા (૨૧૦)

આભામંડળ લગ એનાં શિખર ખેંચાણાં,
એના પાયામાં તુજ છોરૂડાં ઓરાણાં હો મા!
હાય મોરી મા!

પાયા હેઠળથી આજ હાહાકાર જાગે,
ભૂખી ધરતી નવલા ભોગ ભારી માગે હો મા!
હાય મોરી મા!

તારો ધૂરીધર આજ સમાધિ ગળાવે,
તારા ઇશ્વરને આહૂતિ એવી ભાવે હો મા!
હાય મોરી મા!

તારા દેવળના ઘોર ઘુમ્મટ ઉંચા તૂટે,
જેને છુંદ્યાં'તાં તે જાગી તુજને લૂંટે હો મા!
હાય મોરી મા!

સાંભળ સાંભળ હો બહેરી! ભાવીના ભણકારા,
તારા ભોગળ-ભીડ્યા ભાંગે ઠાકરદ્વારા હો મા!
હાય મોરી મા!

ચીરાડ ચીરાડે જોતો હૈયાફાટ ઝૂરે,
અંદર પોતાનાં શોણિત ને હાડ પૂરે હો મા!
હાય મોરી મા!

એ :રે પૂરણુહારાને પૃથ્વી કેમ ખોશે,
ભુંડી ! એ મરશે તો જીવન કોનાં રે'શે હો મા !
હાય મોરી મા !

તારા પાતકને સંભાર મોરી મા !
હાય મોરી મા !



## અમે !

અમે પ્રેમિકો હાડપીંજર તણા !
પુજારી સડેલાં કલેવર તણા !

અમે માનવીને પશુ સમ નચવીએ,
'પ્રભુ' શબ્દ બોલીને પંખી પઢવીએ,
પૂરા અંધને સ્વર્ગ-ચાવી અપવીએ,

અમે ગારુડી ધર્મ-તર્કટ તણા !
મદારી ખરા લોક-મર્કટ તણા !

અમે દેવમૂર્તિની માંડી દુકાનો,
કિફાયત દરે વેચીએ બ્રહ્મજ્ઞાનો,
પ્રભુધામ કેરાં ઉડવીએ વિમાનો,

અમે પાવકો પાપગામી તણા !
પ્રવાહો રૂડા પુણ્ય-ગંગા તણા !

અમે ભોગનાં પૂતળાં તોય ત્યાગી,
છયે રાગમાં રક્ત તોયે વિરાગી,
સદા જળ-કમળવત્ અદોષી અદાગી,

અમે દીવડા દિવ્ય જ્યોતિ તણા !
શરણધામ માનવ-ખુદાંઓ તણા !

અમારી બધી લાલસાઓની તૃપ્ત,
થકી પામશો ! મેળવો સદ્ય મુક્તિ,
'સમર્પણ' મંહી માનજો સાચી ભક્તિ,

અમે તો ખપર વાસનાઓ તણા !
ભ્રમર અંધશ્રદ્ધાની બાગો તણા !

શ્રીમંતો સ્ત્રીઓ વ્હેમીઓના બનેલા,
ઉભા જો ! અમારા અડગ કોટ-કિલ્લા,
વૃથા છે સુવિદ્યા તણા સર્વ હલ્લા;

અમે શત્રુઓ બુદ્ધિના સત્યના,
અચલ થાંભલા દેશ-દાસત્વના.



કવિના (૨૧૦)

## નિર્ભય

: ઝૂલણું :

આજ ઉડ ઉડ થવા તલખતી પાંખ તુજ
પ્રથમ જાગરણના નવ પ્રભાતે;
પક્ષીનો બાળ માળા મહીં સુઇ રહે—
ક્યમ બને વ્હાણુલાં વ્યોમ વાતે !

ગગન—ઉડ્ડયનના મસ્ત આવેગમાં
વીંઝશે પાંખ તારી ફફડતી;
વાયુમંડલ તણા હૃદયને વેધતી
ઘોર ઝંકાર જાશે ગજવતી.

ઉદિત આદિત્યના તેજ–સાગર વિષે
ભીંજતી પાંખ રમશે ફુવારા;
પીંછડે પીંછડે નીતરતા રંગની
જૂજવી ઝાંય કરશે ઝગારા.

ઘોર સાહસ તણા મસ્ત આકર્ષણે
લઇ જશે પાંખ તુજને રઝળવા;
કો અજાણ્યા વિકટ ધામની સફરમાં
પંથીહીન પંથની મોજ રળવા.

ઉદયગિરિશૃંગની કારમી ભેખડો
સાથ વસવા તને સાદ પાડે;
ક્ષુદ્ર માળા મહીં નીંદ ના'વે હવે,
પંખીનો બાળ પાંખો પછાડે.

ઉઠ ! તુજ પાંખના ગગન-આઘાતથી
કમ્પશે તાર પ્રાત:પ્રભાના;
કોટિ કિરણો તણી વિશ્વ-વીણા થકી
ગુંજશે નવલ આલોક-ગાણાં.

તાહરા વેગ-વંટોળલે સિંધુના
ઉછળશે નીલ દૂધલ તરંગો;
રૂદ્રની સાથ અભિસાર રમવા જતી
ઘોર વાવાઝડી દે છલંગો—

છૂટશે ઘેલડી મુક્ત અંબોડલે.
સપ્ત સિંધુ તણે આ કિનારે
પ્રિયમિલન કાજ પાગલ બની સિંધુ તુજ
પાંખ-ઝંકાર પડઘા ઉચ્ચારે.

એ ગગનપંથની વાટ વચ્ચે તને
પારધી કો ન શકશે ડરાવી,
સાંભળી બાણુ-ટંકાર સંશય તણા
ભાઇ! દેજે ન શ્રદ્ધા ગુમાવી.

પંખી! નિર્ભય નિરુદ્વેગ જાજે ધસ્યો
મૃત્યુ-અંધાર પડદા વિદારી
તિમિરને પાર: જ્યાં અમર ધ્રુવતારલો
ઝળહળે જોઇને વાટ તારી.



## સોના-નાવડી

ગાજે ગગને મેહુલિયા રે,
વાજે વરસાદ ઝડી.

નદી-પૂર ઘૂઘવિયાં રે,
કાંઠે બેઠી એકલડી;

મારા નાના ખેતરને રે
શોઢે હું તો એકલડી.

૧

મેં તો ધાન વાઢી ઢગલા કરિયા,
ડુંડાં ગાંસડી ગાંસડીએ ભરિયાં,
ત્યાં તો વાદળ ઘોર તૂટી પડિયાં.

ભીંજું ઓથ વિનાની રે,
અંગે અંગે ટાઢ ચડી;

મારા નાના ખેતરને રે,
શેઢે હું તો એકલડી.

૨

સામે કાંઠે દેખાયે રે,
વા'લું મારૂં ગામડિયું;

ગોવાલણુ શી વાદળીએ રે,
વીંટયું જાણે ગોકળિયું.

મારી ચોદિશે પાણીડાં નાચી રહ્યાં,
આખી સીમેથી લોક અલોપ થયાં
દિનાનાથ રવિ પણુ આથમિયા,

ગાંડી ગોરજ ટાણે રે
નદી અંકલાશ ચડી;

એને ઉજ્જડ આરે રે
ઉભી હું તો એકલડી;

મારા નાના ખેતરને રે
શેઢે હું તો એકલડી.

૩

પેલી નૌકાનો નાવિક રે
આવે ગાતો : કોણ હશે !

મારા દિલડાનો માલિક રે
જાણે જૂનો બંધુ દિસે.

એની નાવ પુલ્યે શઢ સંચરતી
એની પંખી શી ડોલણહાર ગતિ,
નવ વાંકી ચુંકી એની દૃષ્ટિ થતી

આવે મારગ કરતી રે
પ્રચંડ તરંગ વિષે,

હું તો દૂરેથી જોતી રે
જૂનો જાણે બંધુ દિસે;

પેલી નૌકાનો નાવિક રે
આવે ગાતો કોણ હશે !

૪

કિયા દૂર વિદેશો રે
નાવિક, તારાં ગામતરાં;

તારી નાવ થંભાવ્યે રે,
આંહી પલ એક જરા !

તારી જ્યાં ખુશી ત્યાં તું જજે સુખથી,
મારાં ધાન દઉં તુંને વ્હાલપથી,
તુંને ફાવે ત્યાં વાવરજે હો પથી !

મારી લ્હાણી લેતો જા રે,
મોઢું મલકાવી જરા;

મારી પાસ થતો જા રે,
આંહી પલ એક જરા;

કિયા દૂર વિદેશે રે
નાવિક, તારાં ગામતરાં ?

૫

લે લે ભારા ને ભારા રે !
—છલોછલ નાવડલી;

"બાકી છે ?"–વા'લા મારા રે !
હતું તે સૌ દીધ ભરી.

મારી જૂની પછેડી ને હાતરડી,
મારાં ભાતની દોણી ને તાંસળડી,
તુંને આપી ચૂકી સર્વ વીણી વીણી.

રહ્યું લેશ ન બાકી રે,
રહ્યું નવ કંઇ યે પડી;
રહી હું જ એકાકી રે,
આવું તારે નાવે ચડી;
લે લે ભારા ને ભારા રે !
—છલોછલ નાવડલી.

૬

હું તો ચડવાને ચાલી રે,
નાવિક આડા હાથ ધરે,
"હાં ! હાં ! દૂર જ રે'જે રે,
"હોડી નાની : દીન અમે.
"એક ડગલું ન દેજે રે,
"નૌકા નહિ ભાર ખમે."
મારી સંપત વ્હાલી રે,
શગો શગ માંઇ રહે.

× × ×

નાની નાવ ને નાવિક પથે પળ્યાં,
ગગને દળ વાદળ ઘેરી વળ્યાં,
આખી રાત આકાશેથી આંસુ ગળ્યાં.

સૂની સરિતાને તીરે રે
રાખી મુંને એકલડી,

મારી સંપત લઈને રે
ચાલી સોનાં–નાવડલી,

મારા નાના ખેતરને રે
શોધે હું તો એકલડી !



## વિરાટ–દર્શન

બાજે ડમરૂ દિગન્ત, ગાજે કદમો અનંત,
આઘે દેખો રે અંધ ! ચડી ઘોર આંધી;
દેશેદેશેથી લોક નરનારી થોકથોક
ઉન્નત રાખીને ડોક આવે દળ બાંધી,
વિધવિધ વાણી ને વેશઃ વિધવિધ રંગો ને કેશઃ
તોયે નવ દ્વેષ લેશ દાખવતાં આવે
દેતાં ડગ એકતાલ, નિર્ભયતાની મશાલ
લઇને કંગાલ કેરી સેના આવે.
દેખો ! રે કાલ કેરી સેના આવે.

૨

ફરકે નવલાં નિશાનઃ નવલાં મુક્તિનાં ગાનઃ
ઉડત ધ્વજ આસમાન સિંદુર ભીંજ્યો;
ઉભા સબ રાષ્ટ્ર દેખ, થરથર પૂછે હરેક,
કંકુ બોળેલ એ કહોજી કોણ નેજો ?
ગગને દેતા હુંકાટ, ઝલમલ જ્યોતિ લલાટ,
વદ હો બંધુ વિરાટ ! ક્યાં થકી તું આવે ?
માનવ જાતિને કાજ આશાવંતા અવાજ,
શા શા સંદેશ આજ તુજ સંગે લાવે ?
રંકોનાં લાખલાખ દળ વાદળ આવે.

કવિતા (૨૧૦)

: કોરસ :

અમે ખેતરથી વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી
સાગરથી ગિરિવરથી સુણી સાદ આવ્યાં;
અમે નૂતન શક્તિને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન
માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યાં.

૩

અમે માનવ-મંદિર કેરી નવતર રચના અનેરી,
સોંપી તમને, નમેરી માલિક ધનવંતા !
તમ પર ઇતબાર ધરી, વેઠયાં દુઃખ મરી મરી
બોજા ચુપ કરી રહ્યા પીઠ પર વહંતા.
આજ નિરખી એ આલિશાન જુગજૂનાં બાંધકામ
ધ્રૂજે અમ હાડચામ, હૈયાં અમ ધડકે;
ધવલાં એ દિવ્ય ધામ, કીધાં શીદ તમે શ્યામ !
છાંટયાં પ્રભુનાં મુકામ રંક તણે રક્તે.
અમે એ સહુ ધોવા કલંક, ધોવા તમ પાપ-પંક,
દિલના વિષ-ડંખ સૌ વિસારી અહીં આવ્યાં;
સહુને વસવા સમાન ચણવા નવલાં મકાન
ગાતાં શ્રદ્ધાનું ગાન લોકસંઘ આવ્યાં
દેખ મહાકાલનાં કરાલ સૈન્ય આવ્યાં.

: કોરસ :

અમે ખેતરથી વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી
સાગરથી ગિરિવરથી સુણી સાદ આવ્યાં;
નૂતન શક્તિને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન
માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યાં.

૪

તમે રૂંધી નભના ઉજાસ, પ્રભુજીના પવન-શ્વાસ,
રચિયાં રૌરવી ખાસ યંત્ર કારખાનાં;
લેવા ધનના નિચોડ, છુંદ્યા મનુ-બાગ છોડ,
બાફ્યાં અમ કોડભર્યાં બાલ-પુષ્પ નાનાં.
તમે પૂરી અમ પુત્રીઓને, ભોળી સાવિત્રીઓને,
કોમલ કળીઓને છેક વેશ્યામંદિરીએ;
ટુકડા રોટીને કાજ, વેચે વનિતાઓ લાજ,
એવા તમ રાજના પ્રતાપ શે' વિસરીએ.
હાય એ સહુ આશા હમારી, સૂતી હત્યા-પથારી,
એને રૂધિરે ભીંજાડી નયનો અમ લાવ્યાં;
નૂતન શક્તિનો તાજ પહેરી શિર પરે આજ,
માનવમુક્તિને કાજ રંક-સૈન્ય આવ્યાં,
જોજો કંગાળ તણાં દળ વાદળ આવ્યાં.

કવિતા (૨૧૦)

: કોરસ :

અમે ખેતરથી વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી,
સાગરથી ગિરિવરથી સુણી સાદ આવ્યાં;
નૂતન શક્તિને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન,
માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યાં.

૫

હવે કંપો રે ઓ કૃપાલ ! કંપો અમ રક્ષપાલ !
પરની રોટીના ભક્ષનાર તમે કંપો !
છલના કિલ્લા ને કોટ કરવા સહુ લોટ પોટ,
આવે લંગોટધારી સૈન્ય : હવે કંપો !
માનવ આત્માની માંહી જુગજુગથી જે છુપાઈ
ભાઈ ભાઈની સગાઈ : મુક્તિની પિપાસા :
એ છે અમ અસ્ત્રશસ્ત્ર, કોટી કોટી સહસ્ત્ર
અકલંકિત ને અહિંસ્ત્ર : એ અમારી આશા.
આખર એની જ જીત : સમજી લેજો ખચીત;
ભાગો ભયભીત જાલિમો ! વિરાટ આવે.
નૂતન શક્તિને ભાન ગાતાં શ્રદ્ધાનું ગાન
એક તાલ એક તાન લોક સૈન્ય આવે.
દેખ, દેખ, કાલનાં અપાર કટક આવે.



# સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરનાં પ્રકાશનો

| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| સૌરાષ્ટ્રની રસધાર | ધારા ૧લી રૂ. ૧—૦—૦ |
| ,, | ,, ૨જી રૂ. ૧—૦—૦ |
| ,, | ,, ૩જી રૂ. ૧—૮—૦ |
| ,, | ,, ૪થી રૂ. ૧—૮—૦ |
| ,, | ,, ૫મી રૂ. ૧—૮—૦ |
| સોરઠી બહારવટીઆ | ખંડ પહેલો રૂ. ૦-૧૦—૦ |
| ,, | ખંડ બીજો રૂ. ૧—૪—૦ |
| ,, | ખંડ ત્રીજો રૂ. ૧—૮—૦ |
| સોરઠી સંતો | રૂ. ૦-૧૦—૦ |
| સોરઠી ગીત કથાઓ | રૂ. ૧—૦—૦ |
| ઋતુ ગીતો | રૂ. ૦-૧૨—૦ |
| રઢીયાળી રાત | ભાગ ૧લો રૂ. ૦-૧૦—૦ |
| ,, | ભાગ ૨જો રૂ. ૦-૧૨—૦ |
| ,, | ભાગ ૩જો રૂ. ૦-૧૦—૦ |
| ચુંદડી ભાગ ૧લો | રૂ. ૦-૧૦—૦ |
| ચુંદડી ભાગ ૨જો | રૂ. ૦-૧૦—૦ |
| રાજસ્થાનોની સમસ્યા | રૂ. ૧—૮—૦ |
| રાજસ્થાની ભૂતાવળ | રૂ. ૧—૦—૦ |
| સળગતું આયર્લૅન્ડ | રૂ. ૦—૮—૦ |
| હંગેરીનો તારણહાર | રૂ. ૦—૮—૦ |
| સોરઠની સંધ્યા | રૂ. ૧—૪—૦ |
| કાનમાં કહું ? | રૂ. ૦—૪—૦ |
| સોરઠને તીરે તીરે | રૂ. ૦—૮—૦ |

કવિતા (૨૧૦)

| | |
|---|---|
| અમર મહાજનો | રૂ. ૦-૧૨-૦ |
| મિસરનો મુક્તિ સંગ્રામ | રૂ. ૦-૧૨-૦ |
| એશિઆનું કલંક | રૂ. ૦-૧૦-૦ |
| ઝંડાધારી સ્વામી દયાનંદ | રૂ. ૦-૮-૦ |
| સત્યવીર શ્રદ્ધાનંદ | રૂ. ૦-૮-૦ |
| રાષ્ટ્રવીર શિવરાજ | રૂ. ૦-૮-૦ |
| કુરબાનીની કથાઓ | રૂ. ૦-૬-૦ |
| બુઝાતો દીપક ભાગ ૧લો | રૂ. ૧-૧૦-૦ |
| ,, ભાગ ૨જો | રૂ. ૦-૧૦-૦ |
| રાણા પ્રતાપ (નાટક) | રૂ. ૧-૦-૦ |
| ક્રોધનો લાડકવાયો | રૂ. ૦-૬-૦ |
| હાલરડાં | રૂ. ૦-૪-૦ |
| ચિતાના અંગારા ખંડ ૧લો | રૂ. ૦-૪-૦ |
| ,, ખંડ ૨જો | રૂ. ૦-૪-૦ |
| બહારવટિયો જોગીદાસ | રૂ. ૦-૪-૦ |
| ઓળીપો અને બીજી પ્રેમ કથાઓ | રૂ. ૦-૪-૦ |
| ભૂતકાળના પડછાયા | રૂ. ૦-૪-૦ |
| નરવીર લાલાજી | રૂ. ૦-૪-૦ |
| વેણીનાં ફુલ | રૂ. ૦-૪-૦ |
| આપણા ઉંબરમાં | રૂ. ૦-૪-૦ |
| વર્તમાન યુગના બ્હારવટીઆ | રૂ. ૦-૬-૦ |
| સત્યની શોધમાં | રૂ. ૧-૦-૦ |
| સોરઠની સાગરકથાઓ | રૂ. ૦-૪-૦ |
| ઝાલરી | રૂ. ૦-૮-૦ |
| વતનનો સાદ | રૂ. ૦-૮-૦ |

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર : રાણપુર (કાઠિયાવાડ)

## એક વિનતિ

'ફુલછાબ' તમારી નજરે ન ચડયું હોય, તો અમારી વિનતિ છે કે માત્ર એક જ વાર તેનો કોઇ પણ અંક તમે મેળવીને જોઇ જશો : અમને ખાતરી છે કે 'ફુલછાબ' તમને ઘરમાં વસાવવા જેવું, કુટુમ્બમાં વંચાવવા જેવું, જીવનમાં ઉપયોગી એવા પ્રશ્નો ઉપર રસભરી માહિતી આપનારું એકનું એક ગુજરાતી સાપ્તાહિક લાગશે.

એક કાર્ડ લખવાથી નમુનાનો અંક તમારે ઘેર પહોંચાડવામાં આવશે.

લખો : 'ફુલછાબ' કાર્યાલય
રાણપુર (કાઠિયાવાડ) બી. એસ. રેલ્વે.